### જીવનનો હેતુ

જીવન નિરર્થક (નકામું, હેતુ વગરનું) નથી. જીવન એ નિરાશા નથી. જીવન એ ફેંકી દેવા જેવી વસ્તુ નથી, જીવન એ ખાલી મનના મનોરથો નથી, તેમ જ મિથ્યા સ્વપ્નું પણ નથી. જીવનની અંદર આવેલી જુવાનીને આપણે આપણા આદર્શો સાથે સાંધી દઈને તેમાંથી આપણા અખંડ પુરુષાર્થને માટે પ્રેરણા મેળવ્યા કરવાની છે. એક લોકગીત છેઃ–

### જોબનિયું

જોબનિયું ખાંડાની ધારે ખેલો, જોબનિયુ આજ આવ્યુ ને કાલ જાશે;
જોબનિયુ પ્રેમમસ્તીમાં મહાલો, જોબનિયુ આજ આવ્યુ ને કાલ જાશે.
જોબનિયુ આત્માની એધાણે પેખો, જોબનિયુ આજ આવ્યુ ને કાલ જાશે;
જોબનિયુ રસ-રંગ હિચે હિલોળો, જોબનિયુ આજ આવ્યુ ને કાલ જાશે.
જોબનિયે કરવાનુ સૌ કરી નાખો, જોબનિયુ આજ આવ્યુ ને કાલ જાશે;
જોબનિયે જીવનસિદ્ધિ પામો, જોબનિયુ આજ આવ્યુ ને કાલ જાશે.
જોબનિયુ ફાટફાટ ઉર રાખો. જોબનિયુ આજ આવ્યુ ને કાલ જાશે;
જોબનિયું ખાંડાની ધારે ખેલો, જોબનિયુ આજ આવ્યુ ને કાલ જાશે.

### જુવાનીનો સદુપયોગ કરો

આ જોબનને જીવનમાં ટકાવી રાખવા માટે કોઈ મહાન આદર્શ (દા. ત. ભગવાનની પ્રાપ્તિ એજ એક ધ્યેય) અને તેને જીવનમાં ઉતારીને માણી શકવાની–જાણવાની–પ્રચંડ જિજ્ઞાસા જરૂરનાં છે. તે સિવાય જોબન ટકી શકે નહિ. જુવાનીના જોમ વિના આપણે સખત મહેનત મજૂરી પણ કરી શકીએ નહિ. સાહસ અને અજાણમા ભૂસકા મારવા—એ તો માત્ર જુવાની કરી શકે. એવી હિંમત બીજા કશાથી આવી શકે નહિ. એટલે આપણો પ્રથમ ધર્મ આપણી જુવાનીને પ્રેમથી આપણા ઉત્સાહમાં–આપણા આદર્શની રણભૂમિમાં–જોડી દેવાનો છે.

### અભ્યાસ અને વૈરાગ્ય

સતત અભ્યાસ અને વૈરાગ્ય વિના આપણને સાચી દૃષ્ટિ, સાચું

જ્ઞાન મળે નહિ અભ્યાસ એટલે કે આપણે જે ધ્યેય ધાર્યું છે (ધારો કે ભગવાનને મેળવવાનું) તેનું જ સતત ચિંતન—અતિશય ભાવભરી રીતે અને વેગપૂર્વક—આપણામાં જાગ્રત રહ્યા કરે તે તે માર્ગને સતત પકડેલા રહે અને તે બાજુના પ્રયત્નમાં આપણને સાવચેત રાખ્યા કરે બીજા કોઈ પણ વિચાર કે કલ્પનાને રહેવા ન દે. તે આપણી જિજ્ઞાસા અને તમન્નાને વધારેમાં વધારે વેગવાળી, પ્રાણવાળી, ચેતનાવાળી, બળવાળી તથા દિવ્ય બનાવ્યા કરે આ સઘળું થવા માટે આપણામાં વૈરાગ્યની ભાવના પણ ખૂબ જામેલી હોવી જોઈએ વૈરાગ્ય એટલે આ સંસાર સાર વગરનો છે નકામો છે આડે આવે છે આ બધું મિથ્યા છે ખોટું છે સંસાર નશ્વર છે વગેરે વગેરે વિચારો નહિ આવા વિચારો ખોટા છે કોઈ પણ બાબતની આપણને આસક્તિ ન રહે રાગ ન રહે મન કોઈ પણ બાબતમાં ચોંટી રહે નહિ એનું નામ વૈરાગ્ય આપણે ભાગે આવેલું કામ તો આપણે કરવાનું જ છે પણ તે આસક્તિ વગર પ્રાર્થના કરતા કરતા ભગવાનની કૃપાપ્રસાદીરૂપે અને તેને જ સમર્પણ કર્યા કરીને કરવાનું છે આપણને એના કામમાંથી ભાગી છૂટવાનો છટકવાનો ઇરાદો કે વિચાર સુદ્ધાં રાખવાનો નથી તેમ જ આપણી જિજ્ઞાસા (ભગવાનને ઓળખવાની ને અનુભવવાની ઇચ્છા) એવી કૃપાથી એની ભગવાન થયેલી હોય ને આપણી તમન્ના એટલી તલપાપડ થયેલી હોય કે આપણને એના વિના કંઈ સૂઝે નહિ એનું નામ વૈરાગ્ય વૈરાગ્ય એટલે શ્રી ભગવાનના ચરણકમળે હૃદયના સંપૂર્ણ ભાવે આસક્તિ આવી સ્થિતિ આપણે આપણી કરવાની છે

### એવી સ્થિતિ કાજેના ઉપાય

એવી સ્થિતિ લાવવાને માટે આપણે સતત ભગવાનને શરણે જવું આપણું બધું થતું કે થવાનું કે થયેલ એને સ્વાહા કરીએ મનથી શરીરથી ઇન્દ્રિયોથી બુદ્ધિથી જે કંઈ કરીએ વિચારીએ એ બધું શ્રીભગવાનને

આપી દઈએ આપણી આખી જાત જ પ્રત્યે- પળે પ્રાર્થના કરતા કરતા એને સોપા દઈએ એક પળ પણ નકામી ન જાય, એને યાદ કર્યાં વિનાની ન જાય આવી દશા આપણે એની કૃપાથી લાવવાની છે આપણે હૃદયમા ભગવાનના નામનો યત્ન કરીએ તેમા આપણા બધા વિચારો ને કામો હોમ્યા કરતા હોઈએ એવો સતન વિચાર કરતા રહીએ ભગવાન માટે અપાર પ્રેમ વગર અને પ્રભુ સર્વશક્તિ માન છે એવા જ્ઞાનભાન વગર આપણાથી ઉપર લખ્યુ એવુ થઈ શકશે નહિ આપણી અનેક ખામીઓ હોવા છતા ભગવાન આપણા ઉપર નિરતર કૃપા વરસાવ્યા કરે છે આ કઈ માત્ર કલ્પના નથી આપણી આખો જો સાચી રીતે ઊઘડી હશે, તો આવુ આપણને દેખાયા વિના રહેશે નહિ

### શરણનો શકિત

ભગવાનના શરણથી ગમે તેવો દુષ્ટ માણસ પણ સુધરી જાય છે ઊલ્ટી કેટલીક વાર તો એની લાયકાત વધારે પણ હોઈ શકે જેટલા પતિત અને પાપી તેટલો ઉદય પણ વધારે વેગવાળો થવાનો જેમ જમીન પર પછાડેલો દડો જેટલા જોશથી નીચે પડ્યો હશે, તેટલા જોશથી ઊચે આવવાનો માત્ર આપણે બધા ભેગા મળીને પ્રમાણિકપણે દિલથી પ્રયત્ન કરીએ, ને છેવટની હદ સુધીની (રજ્જનીયે રજ જેટલી) નમ્રતા કેળવીએ આપણે તો કઈજ નથી, આપણે મીડુ છીએ, સાવ શૂન્ય છીએ, એવા ભાવથી ભગવાનના ભાવને જીવનમા પ્રત્યક્ષપણે વિકસાવવા અને અનુભવવા આપણે મથ્યા કરીએ અમારી મહત્ત્વાકાક્ષા આપણા બધા વિષે એવી છે

### સર્વસમર્પણ સર્વભાવે કરો

જે કઈ આપો તે અડધુ ન આપશો આપો તો પૂરેપુરુ એને ચરણે ધરી દેશો એનામા લેવાની અને આપવાની અખૂટ શક્તિ છે એની શક્તિને કોઈ હદ નથી માટે કજૂસ બનશો નહિ જીવનનો લહાવો ફરીફરી કદી મળતો નથી

### પ્રસન્નતા ને ઉદાસીનતા

પ્રભુના સાક્ષાત્કારની અધીરાઈને લીધે આપણામા ઉદાસીનતા રહે તે ભલે યોગ્ય હોય, પણ આ ઉદાસીનતામા જે પ્રેમની ઝલક રહેવી જોઈએ તે જો જીવનમા ન આવે, તો તેનુ જીવન કદી પણ ટકી શકે નહિ જેમ દાઢ ને તડકાના અતિશય સેવનથી મોટા મોટા પત્થરોના પણ ભુક્કા થઈ જાય છે, તેવુ આપણુ પણ થાય છે સાચા પ્રકારની ઉદાસીનતામા તો પ્રેમની ઉચ્ચતમ ને બળવાન ભાવના રહેલી છે જો એ પ્રેમ વ્યક્ત ન થાય તો એ પ્રેમ આપણામા નથી તેમ ગણાય, અને જો પ્રેમ છે તો તે વ્યક્ત થાય છે પ્રસન્નચિત્ત થવુ ને રહેવુ એ તો સાધનાનુ એક મુખ્ય અગ છે, લક્ષણ છે

### હાર કે નિરાશામાથી જીત

આપણે કોઈ રીતે ઉતાવળ કરવાની નથી ભગવાન આપણી કસોટી અનેક રીતે કરતો હોય છે આપણી નિરાશા એવી હોય કે આપણને તેમાથી વધારે બળ મળે નિરાશામાથી તો ઊલટી આપણી તમન્ના ને તત્પરતા વધવી જોઈએ એને શરણે રહીને યત્નાર્થે સર્વ કર્મો કર્યા કરીને, તે બધુ પાછા સમર્પણ કરતા રહીને આપણે પુરષાર્થ કરતા કરતા હારીશુ, તો એ હારમા જ આપણી જીત રહેલી છે જોકે પછી તો હાર જેવુ કશુ રહેતુ નથી

### સર્વાંગ પ્રભુદર્શનના સાધનો

પૂર્ણ જીવન માટે પ્રાણવાન પુરષાર્થ કરવાનુ આપણાથી ભૂલી જવાય કે એમા ભૂલા પડાય તો એનો શો ઉપાય ?' એવો પ્રશ્ન કુદરતી રીતે ઊભો થાય તે વેળાએ આપણે માનસિક સ્થિતિને તપાસી લેવી જોઈએ શાથી એમ થાય છે તેનુ કારણ ખોળી કાઢવુ જોઈએ એનુ વિચાર્યા વિના—અને તે પણ તટસ્થ રીતે—આપણને ચાલવાનુ નથી ભગવાનનો ભાર કઈ એમ ને એમ નીતરવાનો નથી પર્વતની મોટી મોટી શિલાઓની અદર રહેતુ પાણી તે શિલાઓના છિદ્રોમાથી

પણ વહેવાને જોર કરી રહેતુ હોય છે તેની રીતે આપણી અંદર રહેલો ભગવાન પ્રકટ થવાને માટે હમેશ તૈયાર હોય છે માત્ર આપણી તૈયારી હોતી નથી, એ મોટો વાંધો છે આપણે શિલા જેવા બની જઈને ભગવાનના ભાવને પ્રગટ થવા દેતા નથી તેથી એવી તૈયારી માટે કેડ બાંધીને દરેક પળે, દરેક મિનિટે, દરેક સેકંડે યુદ્ધ કર્યા કરવાનુ છે તો જ આપણ 'સ્વ–રાજ્ય' (સ્વ એટલે પોતાનુ, આત્માનુ) મળશે ભગવાન તો આપણી અંદર અને બહાર ચારે બાજુ ભર્યો ભર્યો છે, છતા આપણે ભગવાનને જાણી શકતા નથી, કારણ કે આપણે એના થયા નથી, અને થવાની તમન્ના લાગી નથી તેથી આપણને એની હયાતિ દેખાતી નથી એક ઘડાનુ મોઢુ સજ્જડ બધ કરીએ ને પછી તેને દરિયાની અંદર નાખીએ તો તેની અંદર પાણી ભરાશે નહિ તેવુ આપણ છે માટે મોઢુ ખોલીને, હૃદય ખોલીને, તેમા ભગવાનનુ નામ જેટલુ ભરાય એટલુ ભર્યા કરવુ એટલે એ પરમ કૃપાળુ આપણને બધે દેખાવા લાગશે ખૂબ ધીરજ રાખવી તેમજ ખૂબ અધીરાઈ પણ રાખવી

### લાલચોને મચક ન આપશો

સાધના કરતા કરતા અથવા ધ્યાન સમયે કે ગમે તે વખતે આપણને ચમત્કારો દેખાય આપણામા કોઈ નવી શક્તિ આવી છે એવુ આપણને સમજાય અમુક સિદ્ધિ મળે પરતુ તે બધા તરફ કશુ લક્ષ આપણે આપવુ નહિ તે ફસાવનારી વસ્તુઓ છે આપણે તો ભગવાન જ મેળવવાના છે ભગવાન પોતે આપણી પાસે આવે તે પહેલા ઘણી લલચાવનારી ચીજો એ મોકલશે જો તેમા આપણે મોહ પામીશુ તો ભગવાન નહિ મળે મા પોતાના બાળકને રમકડા આપે અને જો બાળક રમકડામા ફસાઈ જાય તો મા આવી જતી રહે અને પોતાનુ કામ કરવા માંડે પણ જો બાળક રમકડા ફેંકી દઈ રોવા જ માંડે તો તુર્ત મા દોડતી આવે

'ભગવાનનુ દર્શન'

ભગવાનનુ દર્શન એટલે અમુક કાલ્પનિક ભાવ, મનની કોઈ કલ્પના નથી સસ્કારપરપરાગત જમેની આપણામા એ બાબતની જે એક પ્રકારની ભાવના છે તે પણ તે નથી શાસ્ત્રોમા વર્ણવેલી દર્શનની સ્થિતિ પણ એક પ્રકારની મર્યાદ છે ભગવાનના ભાવનુ આપણામા પ્રત્યક્ષ થવુ એનો અર્થ એ કે એના ભાવની અદર રહેના તત્ત્વો—જેમકે એનુ સચરાચરપણુ, એની અનત અમર્યાદિત શક્તિ, અનેક પ્રકારના ગુણોની ને ગુણોથી પરની શક્તિ, એનુ અવિકલ્પપણુ, એનુ નિર્વિકલ્પપણુ વગેરે આપણામા પ્રત્યક્ષ અનુભવરૂપે પ્રગટ થાય ત્યારે એના દર્શન થયા ગણાય ભગવાને જે આ સૃષ્ટિ રચી છે તેની પાછળ કોઈ ગૂઢ હેતુ હશે જ—છે, એ હેતુને પાર પાડવામા પ્રત્યેક જીવ સહભાગી છે આપણને આત્માની સ્થિતિનુ ભાન થતા તે હેતુનુ સ્પષ્ટ દર્શન થાય છે, ને એમ આપણે એના પાત્ર બનીએ છીએ પળેપળ એવી ભાગવત સ્થિતિમા રહેવાયા કરાય અને પળેપળ તેવા ભાગવતી કાર્ય થયા કરે એનુ નામ ભગવાનનુ દર્શન

---

હરિ ૐ આર, ૨૭-૧૦-૪૨

પ્રેમની ભાવના જ એવી છે કે તે આપણને અભેદ બનાવશે ને હૃદયના પ્રેમભાવ યોગભાવનાની રીતે કેળવાતો જતા જે કઈ રહ્યુસહ્યુ હશે તે બધુ બળીને ભસ્મ થઈ જશે

કહેવામા કહ્યુ એવુ તાત્ત્વિક વજૂદ તો ન હતુ પરતુ આપણને એવુ જે કઈ ગાડુઘેલુ સૂઝતુ હોય તે કરવામા ઉમગ રાખીને તેમ કરવા જતા તો એક પ્રકારનો શરણભાવ કેળવાતો જતો હોય છે ને આપણી જ રીતે કામ કરવાના કે લેવાના આગ્રહો ઘટતા જાય છે

કૃતજ્ઞતાના ભાવે

રખવાની તો ઘણી ધમાલ ચાલે છે શરીર તો કહ્યુ કરતુ

નથી તોયે પ્રેમથી તે કરવુ રહ્યુ ૧૯ વર્ષ સુધી અધમા પ્રેમથી કામ કર્યુ છે ને એના લૂણે શરીર નભ્યુ ને જે તે કઈ ભગવત્કર્મ કરી શકવાની પણ અગવડ, અનુકૂળતા તેમાથી મળતા કરી તે સસ્થાને તેની ભીડ સમયે મદદ કરવામા ધર્મ રહેલો છે—જેમ તમે પેઢીની આફત સમયે એની પડખે ઊભા રહો તેમ પ્રત્યેક પરિસ્થિતિનો ધર્મ તે તે કાળે એક જ પ્રકારનો ન હોય મુબઈમા પણ મારી ત્રણેક વાર ઝડતી લેવાઈ

**કેટલીક સૂચના**

રૂપાતરની સાધના વખતે વેગ આવે, ઊર્મિ પ્રકટે, એનો ઉપયોગ નામસ્મરણમા પ્રેમભક્તિથી વેગથી કર્યા કરવો એમાથી ઉત્પન્ન થતા રસમા પરોવાઈ ન જવા જાગ્રતિ, સાવચેતી દૃઢતા ને તટસ્થતા રાખવા મથ્યા કરવુ હૃદયે લક્ષ ગખવુ ને નામસ્મરણ ખૂબ શ્રદ્ધાથી ને પ્રેમ ભક્તિની ઊર્મિથી કર્યા કરવુ આપણે લક્ષ પોતામા જ રાખીને નિત્ય વર્ત્યા કરવાનુ છે

---

હરિ ૐ ખાર, ૨૭–૧૦–૪૨

**ભગવાનની કૃપાનુ કામ**

અહી મુબઈમા ગૂજરાત હરિજન સેવક સઘના ફાળાનુ કામ હાથ ધર્યુ છે પૂજ્ય મોટાભાઈ તથા રમણભાઈ રગવાળા, મારી સાથે ફરીને, ત્રણ હજાર રૂપિયા ઉઘરાવીને ગયા હતા, તે હવે ચાર હજાર થવા આવ્યા છે પ્રભુકૃપાથી સારી જેવી રકમ ન થાય ત્યા સુધી અહી રહેવાનુ વિચાર્યુ છે પૂજ્ય ઠક્કરબાપાને મળ્યો હતો મુબઈથી જલદી ઉતાવળ કરીને જતા ન રહેવા એમણે મને સૂચવ્યુ છે ભગવાનની કૃપાથી કઈ પણ ઓળખાણ ન હોવા છતા રોજ ને રોજ કઈક ને કઈક મળ્યા કરે છે

**સાચુ જીવન અને ખરુ મરણ**

ભાવનાને વ્યક્ત થવા દીવા કરતા અતરમા તે જન્મ્યા કરી કર્મમા સાકાર પામે તે ઉત્તમ છે ભાઈને મારા પર ઘણો પ્રેમભાવ

છે એ પ્રેમભાવો અગે એમના પર ચાલતુ હોય તો ચાલતુ હોય તે કાગળથી મને તેમના પર ઝાઝુ અસતોષ થવાપણુ હતુ નથી ને તેવુ કરવુ પણ નથી એમના પર કદી કદી પ્રેમના લીધે જ અકળાતિ છુ ખરો પ્રેમની ભાવના એવી છે કે તે આપણને અમે બનાવશે જે કઈ અધકચરુ રહ્યુ સહ્યુ હશે તે બધુ પ્રેમ વધતા વધતા આપોઆપ દૂર થવાનુ જ તેમ છતા પાછુ અનેક વાર જોયા પ્રમાણે આપણે કર્યુ ભગતુ માની ન લઈએ તેની કાળજી તો અનતવાર રાખ્યા કરવાની છે અખડ જાગૃતિને જીવન કહેવુ છે ધ્યેય પરત્વેની અસાવધાનના તેનુ નામ મૃત્યુ

### શરણભાવ કેળવવાની રીત

આપણને જે કઈ ગાડુ ઘેલુ લાગે એવુ હોય તો ને સૂઝવાનુ હોય તે ઉમગ રાખીને તેમા ધ્યેયનો હેતુ જાણીને, એ જો થયા કરે તો એક પ્રકારનો શરણભાવ કેળવાતો જાય છે ને આપણી જ રીતથી કામ લેવાના આગ્રહો ઘટતા જાય છે

### ઉઘરાણાનુ ઘણુ મુશ્કેલ કામ

તા ૨૫-૧૦ ૪૨ ના રોજ મુબઈના પરામા શ્રી જયસુખલાલભાઈ મહેતા, શ્રી વૈકુઠભાઈ, શ્રી છોટુભાઈ કોરા વગેરે વગેરેને મળવામા ગયા અત્યારે સમગ્ર ને એકાગ્ર લક્ષ સઘનો ફાળો ઉઘરાવવામા છે આ કામ આપમેળે રાજીખુશીથી સ્વીકાર્યુ છે તે જાણીને પૂજ્ય ઠક્કરબાપા ઘણા ખુશ થયા હતા અને આ કામ માથે લીધુ તે સારુ મને અભિનદન અને શાબાશી આપતા હતા અને એક સરસ ભલામણ પત્ર પણ તેમણે લખી આપેલો છે આની પાછળ રસિક ઇતિહાસ છે ત્રિચિથી સીધો મુબઈ આ કામ માટે આવ્યો ને પૂજ્ય ઠક્કરબાપા તે વેળા મુબઈમા હતા એટલે તેમને મળવાનુ રાખ્યુ ફાળો ઉઘરાવવા સારુ એક ભલામણપત્ર લખી આપવાને તેમને વિનતી કરી તેમણે કહ્યુ તુ સઘનો હાલમા મત્રી નથી સભાસદ નથી શિક્ષક નથી વળી તુ સઘમાથી છૂટો થયેલો છે, એટલે બધા ણીય

રીતે તને ભનામણુપત્ર કેરી ગીતે લખી આપુ ? ખરી ગીતે તો તને આવો ફાળો ઉઘરાવાજ ન દેવાય પણ તાગ પર મને વિશ્વાસ છે, એગને ભને તે કામ તુ કર અને વારવાર મને લખતો રહેજે" ભીનગેના મડળના ભાઈ ડાહ્યાભાઈ નાયક અને શ્રી અબાનાન બ્રામ ત્યારે પૂજ્ય ઠક્કરબાપા સાથે હતા અને ભીનગેના મડળનુ ઉઘરાણુ નણ દિવસમા મુ બઈમાથી પૂજ્ય બાપાએ કરી લીધુ ભાઈ નાયક મને કહે કે, "મુબઈમા લાગવગ વિના તમારા એકનાથી આ ફાળાનુ કામ થવુ શક્ય નથી આ ફાળાનુ કામ આપણે માનીએ છીએ તેગનુ સગ્ળ પણ નથી અને ઘણી મોટી લાગવગ વિના રકમો મળવી તે સહેલી વાત નથી"

### ફાળો ઉઘરાવવાના હેતુ

આપણે કયા આ કામ આપણા માટે લીધુ છે? ૧૯ વર્ષ સુધી હરિજન સઘમા કામ કર્યું એના લૂણે શરીર નભ્યુ એ સઘે ભગવત્કાર્ય કરી શકવાની સગવડ અને અનુકૂળતા કરી આપી એ સસ્થાને તેની ભીડ સમયે મદદ કરવામા ધર્મ રહેલો છે જેમ તમે લડાઈની આફત સમયે બીજુ બધુ મૂકી દઈને કુભકોણમ અને ટ્રિચિ જઈને રહ્યા, અને એકલે હાથે એ પેઢીને સભાળવાનુ કર્યું અને તે સમય (બીજુ વિશ્વયુદ્ધ) કટોકટીનો હતો એટને બન્ને ઠેકાણેની સુવ્યવસ્થા જાળવી અને જે તે બધુ ઠેકાણે કરવાની વ્યવસ્થા તમે કરી આ તમારો પેઢી પરત્વેનો ધર્મ હતો અને તે તમે પ્રેમથી બજાવ્યો તે પણ પ્રભુભક્તિ છે એવી રીતે ને એવી ભાવનાથી પ્રભુ ભક્તિનો ઉત્કટમા ઉત્કટ ભાવ દઢારીને શ્રીપ્રભુપ્રીત્યર્થે આ કામ માથે લીધુ છે

### બદમાશીની શકા

પૂજ્ય ઠક્કરબાપાએ ભનામણુ પત્ર ન લખી આપ્યો, તેમ છતા હુ તો મુબઈમા ફર્યા કરતો હતો અમારા સઘના એ દાતા શ્રી શાહને ત્યા ગયો ને ૧૯૪૨ની સાલની બધી હકીકત

જણાવી 'મુખ્ય મુખ્ય કાર્યકર્તાઓ બધા જેલમા છે અને મધમા કોઈ ધણીધોરી રહ્યુ નથી આશ્રમમા બાળકોને નિભાવવા માટે પૈસાની ઘણી જરૂર છે' તે બધુ સમજાવ્યુ તેમને કહ્યુ કે, 'પરિસ્થિતિ યથાર્થ છે, મદદ કરવાને પણ તૈયાર છુ, પરતુ તમને હુ ઓળખતો નથી ને તમો કોઈ બદમાશ ન હો તેની શી ખાતરી ?' આથી મને ઘણુ હસવુ આવ્યુ અને ખડખડાટ હસ્યો તેમણે મને હસવાનુ કારણ પૂછ્યુ મે કહ્યુ કે, "આપે મને આવા શબ્દોથી સિરદ કર્યો તેથી હવે મારુ કામ બરાબર થશે એની મને ખાતરી થઈ'

આખરે ભલામણ કરી

આ પછી તુર્ત જ પુનાની ટ્રેન પકડીને પૂજ્ય ઠક્કરબાપા પાસે ગયો તે વેળા પૂજ્ય બાપા પૂનામા હતા તેમણે મને જોઈને કહ્યુ "કેમ અ ના ! કેટલી રકમ એકઠી કરી ?" મે એકઠી થયેલી રકમની હકીકત કહી અને વધુમા જણાવ્યુ કે 'શ્રી શાહને ત્યા ગયો હતો અને દાનની સઘળી બધી સ્થિતિ જણાવી તે પછી તેમણે મદદ કરવાની તત્પરતા પણ બતાવી પરતુ તેમણે કહ્યુ કે, 'તમે બદમાશ ન હો તેની શી ખાતરી ? યોગ્ય ભલામણ વિના તમારા જેવા ફાળા ઉઘરાવવા ઘણાયે ફરે છે તેમને કેમ કરીને રકમ અપાય ?' પૂજ્ય બાપાએ સાશ્ચર્ય કહ્યુ 'હે ! તને તેમણે બદમાશ કહ્યો !' એમ કહી તેમણે પોતાનુ પેડ કાઢી તેના કાગળ ઉપર મને એક ઘણો સુદર ભલામણપત્ર લખી આપ્યો તે લઈને બીજે દિવસે મરીન ડ્રાઈવ પર પેલા શ્રી શાહને મળ્યો ને તેમને પૂના જઈને પૂજ્ય ઠક્કરબાપા પાસેથી કેવી રીતે ભલામણપત્ર મેળવ્યો તેની હકીકત જણાવી, વધુમા જણાવ્યુ કે સમાજ જ્યારે આવી પાકી ખાતરી કરીને દાન આપતો થશે ત્યારે કોઈ લુચ્ચા આવી બાબતમા ફાવી નહિ જાય અને તેમને અભિનદન અને મુબારકબાદી પણ આપ્યા. આવો છે ભલામણપત્ર મેળવવાનો ઇતિહાસ અને રમુજી ઘટના

### લેખકની યાતના

મુંબઈમાં આ સમય ઘણો કઠણ છે. કોઈ ધોળી ટોપીવાળું કે ખાદીના પહેરણવાળું ઝટ નજરે ચઢતું નથી. બધા કામ કરવાવાળાઓએ પણ વેશપલટા કરી લીધા છે. ખાદીના પોશાકવાળાની ઘણી વાર ઝડતી લેવાય છે ને મારઝૂડ પણ થાય છે. હેરાનગતિનો તો પાર નથી. મારી પણ મુંબઈમાં ત્રણવાર ઝડતી લેવાઈ હતી. હેરાનગતિ પણ થયેલી. અને એક વાર તો એક રાત પોલીસ લોક-અપમાં, (માર-બાવડી પોલીસ લોક-અપમા) ગાળવી પડેલી અને મારઝૂડ પણ થયેલી. ગૂજરાત હરિજન સેવક સંઘના નામે કોંગ્રેસનો ફાળો ઉઘરાવવાનો મારા ઉપર આરોપ હતો અને તે કબૂલ કરાવવા મારઝૂડ થઈ હતી. બીજે દિવસે છોડી મૂક્યો. શરીરનું વજન ઘટતું જાય છે.

### ઉર્મિનો ઉપયોગ કરો

રૂપાંતરની સાધના વખતે જે આંતરિક વેગ પ્રગટે એનો ઉપયોગ જ્ઞાનભક્તિપૂર્વક નામસ્મરણમાં વેગથી કરવો. તેમાંથી ઉત્પન્ન થતા રસમાં પરોવાઈ ન જવા જાગ્રતિ-સાવચેતી-દૃઢતા મક્કમતા વગેરે વગેરે રાખવા મથ્યા કરવું. હૃદયે ખૂબ ખૂબ લક્ષ રાખવું. જેમ જેમ ઊર્મિ પ્રગટે તેમ તેમ તટસ્થતા જાળવી જાળવીને ખૂબ ભાવનાથી નામસ્મરણ કર્યાં કરવુ.

જેલમાં પરીક્ષિતભાઈને તાવ આવે છે ને આંખે દુખાવો છે એમ જાણ્યું છે. એમને જે કવિતા લખેલી છે તે નીચે મુજબની છે.

તેમાં દેશના જુદા જુદા ભાગોની બહારની પરિસ્થિતિ તથા ભવિષ્ય સૂચવવા તે વખતની ઋતુનું આલંબન લીધું છે.

મંદાક્રાન્તા

ત્યાં શાંતિ છે, "વિરમી શકવા શાંતિ માંહિ તમોને,"
ઊંજાયેલું અહિં બધું રિમે વાદળાં ધુમ્મસે તે,
વાયુ વાતો કહિંક ઝપે, ક્યાંક તે મંદ ભાસે,
કોઈ એવા સ્થળ પણ વિષે તે પૂરો સ્થિર લાગે.

કાળા અભ્રો કદિ કદિ ધસી આવતા ખૂબ જ્યારે,
ફૂળા ઝાડો ભ્રમિત બનતા વાયુ વાતા પ્રચંડ,
ને કૈં હૈના થર થર ધ્રૂજે બીકથી માનવીના,
એવામા યે તરુવર કઈ ખતી કાઢી ઊભા રે'

દીઠુ નો'તુ કદિય પણ જે કલ્પ્યુયે કાઈ ન્હોતુ,
એવુ એવુ અવનવુ બન્યા આપમેળે કરતુ,
હાલ્ય હૈના ગગડી જ જતા વિજળી કાટકાથી,
જ્યા ત્યા કોઈ બચી નવ શકે આમ-ઝંટાળિયાથી

એણે કયા કયા ધૂળી રજકણો એવી ઉડાડી છે કે,
આંખો મીંચી કઈ કઈ જનો આદરી મુખ ત્યા લે,
આઘાપાછા કઈ થઈ જતા, શાત કો બેસી રે'તા,
ને કોઈને નહિ પણ દિસે આશમા તેજરેખા.

નાના નાના બહુ જ કુમળા છોડવાઓ બિચારા,
ધ્રૂજે બીકે જગ ઉગરવા ક્યાય આરો ન એને
ચારે બાજુ પવન બહુ જ્યા જોરથી ને ફૂકાતા
ઝઝાવાતો, કારણ મનને સૌ કરી જોઈ લેતા

એથી જ્યા ત્યા જન મન ઊચા વ્યગ્ર ચિતાથી રે'તાં,
ચોમાસુ ના હજુ વીતી ગયુ કો સ્થળે ભેક હાના
જ્યા ત્યા સૌના ભ્રમિત મન કે શું ભરેલુ 'ભવિષ્યે,'
કો જાણી ના કઈ પણ શકે ગૂઢ તે એવુ ભાસે

'પાશેરામા પ્રથમ પૂ ણી આ' કોકની કિંવદંતિ,
વાયુ વારી અધિમ અદકો ઘેરી લેશે બધાંને
આપણે તો લક્ષ હમેશા પોતામા રાખીને જ વર્તવું

---

હરિ ૐ આર, તા ૨૮-૧૦-૪૨

( અનુષ્ટુપ )

"સર્વ કર્મો અમર્પે ને તત્પર મુજમા પૂરો,
રહે ચિંતવતો હૈયે ભક્તિ શ્રદ્ધાથી યુક્ત થૈ
પરોવાયેલ રાખે છે મારામા ચિત્ત-પ્રાણને,
સર્વ પ્રકારથી એને ઉદ્ધારુ," પ્રભુ તો વદે ॥

હોય એવો પ્રભુનો તે કદી મિથ્યા જતો નથી,
ખાલી તે વચનો છે ના, કલ્પના તે નથી કઈ ॥

**ભક્તરક્ષક ભગવાન**

શ્રીભગવાનમા જેમના મન, ચિત્ત, પ્રાણ ને હૈયા જ્ઞાનભક્તિ પૂર્વક સતત પરોવાયેલા રહે છે, એવા સાધકની સભાળ શ્રીભગવાનને લેવી પડે છે કારણ કે શ્રીભગવાન એના જીવનનો આધાર બની જાય છે એનુ જીવન ભગવાનમય થતુ હોય છે 'ભગવાન જ મારો આધાર છે' એવુ જેણે અનુભવથી હૃદયમા જાણ્યુ છે, એના અનુભવમા નિષ્ઠા જેની જીવતીજાગતી બનેલી છે, એવુ જ્ઞાનપૂર્વક સમજીને એકલા એના આધારે જ જે જીવન ગાળે છે, તેની રક્ષાનુ કામ શ્રીભગવાનને સભાળ્યે જ છૂટકો છે

**ભક્તના ચાર લક્ષણો**

આવો સાધક ભગવાનમય જીવન જે રીતે જીવે છે એ ચાર રીતો શ્રીભગવાને સ્પષ્ટપણે આપણી આગળ મૂકી દીધી છે એને આપણે આપણો જીવનવિકાસ કરવાની ચાવી તરીકે રાખ્યા કરીએ

(૧) મને કર્મો અમર્પીને, (૨) મારામા પૂરેપૂરા તત્પર રહીને, (૩) મને ચિંતવતા રહીને, (૪) શ્રદ્ધા-ભક્તિથી મારામા સપૂર્ણ યુક્ત રહીને

(૧) અકળ કર્મ કરવા છતા એમા પૂરેપૂરી સંન્યાસવૃત્તિ એટલે સર્વ કર્મનો પૂરો સન્યાસ (૨) 'માગભા તત્પરના' એટલે ભગવત્પરાયણના પ્રભુ પર જ બધી બાબતોમા જે પોતાની મીટ માડતો રહે છે, એના પર જ પોતાની બધી બાબતોનો આધાર રાખ્યા કરતો હોય છે, જે ને તે એને જ પૂછીને બધુ કરતો હોય છે, એને શુ ગમે, કેનુ રુચે કઈ રીતે કર્મ થાય તો એ વધારેમા વધાર ગાઢ થાય એમ વિચારીને જે કર્મમા એનો પ્રેમ મેળવવા ખાતર, એને વહાલો થવા ખાતર, પ્રેમયા કરતો હોય છે, એને જ શરણે હૃદયના ભક્તિભાવથી, ઉમળકાથી સ્વા કરે ઠે, પોતાના મન, બુદ્ધિ, ચિત્ત, પ્રાણ ને અહંકાર પોતાની રીતે, પોતાની ટેવ પ્રમાણે, સ્વભાવ પ્રમાણે, ત્રણ ગુણની રમત પ્રમાણે ચલાવતો હોતો નથી,—એવાનુ જીવન ભગવત્પરાયણ કહી શકાય ત્રીજી શરત છે, અનન્ય યોગથી હૃદયથી હૃદયમા એનુ ધ્યાન

### 'સન્યાસ'ની સમજૂતિ

હવે સન્યાસ એટલે શુ? વ્યુત્પત્તિ પ્રમાણે તો એનો અર્થ એમ થાય કે 'સારી રીતે, સપૂર્ણપણે, યોગ્ય રીતે 'ડીપોઝીટ' કરવુ અથવા મૂકી દેવુ તે' એનો સીધોસાદો અર્થ તો એ જ કે બધા કર્મો શ્રીભગવાનને જ સમર્પણ કર્યા કરવા, એનુ નામ સન્યાસ પેઢીનો મુનીમ લાખો કમાય અને લાખો ગુમાવે તોપણ એનો હવાલો તો એ પેઢીને આપી દે છે

### 'સાચ' તે મારુ

આપણે જે કઈ કર્યા કરીએ છીએ એને સઘરી રાખવાનો માનવીનો સ્વભાવ પડી ગયેલો હોય છે થતા રહેતા સકળ કર્મનુ ફળ પણ તે પોતે ઇચ્છતો હોય છે અને તે જોઈએ એવી તેની

સમજણને લીધે, તેવા અહભાવને લીધે, માનવી કર્મ કર્યા કરે છે. આ બધાનો અસહ્ય ભાર માથા પર રાખી રાખીને તે કચડાયા જતો હોય છે. તેમાયે પાછું તે સારા આગ જ પરિણામને ઇચ્છે છે અને ખૂબ દુઃખ ભોગવવુ પડે, ખૂબ કષ્ટ ભોગવવું પડે, એવા પરિણામથી તે દૂર ભાગવાનું પણ કરે છે પરંતુ તે તો કેમ બની શકે?

### અહંભાવ તજાવો જ ઘટે

આમ અહભાવને લીધે કર્મોનો ભાર તે પોતાના ઉપર લાદે જાય છે. જ્યા સુધી આપણામા અહભાવ છે, ત્યાં સુધી નીતર્યાભાવે ભગવાનને આપણે ભજી શકવાના નથી સ્વાર્થનો થોડોક પણ અશ જે આપણામા રહી ગયો હોય તો ઉચ્ચ ભાવનાના વિચાર પ્રકટાવવાને માટે તે આડખીલીરૂપ બનવાનો છે જે સ્વાર્થની વૃત્તિ આપણામા રહી ગઈ હોય, તો તે એનામા આપણને પરોવ્યા કરશે એટલે આમ આવા જીવપ્રકૃતિના કે જીવસ્વભાવના તત્ત્વ ઉપર આપણે જ્ઞાનપૂર્વકનો અકુશ મેળવવો રહ્યો વિશ્વરૂપ ભગવાનની સેવા કરવા ચાહતા સાધકે સહેજ પણ અહભાવ રાખ્યે પાલવશે નહિ અહભાવ રહે ત્યા સુધી એ એની રીતે જ આપણને કર્મમા પ્રેરાવશે

### સમર્પણ ભાવની વૃદ્ધિનાં લક્ષણો

આવા થતા કર્મ પણ જાણીબૂજીને, અધુરા હોવા છતા, અયોગ્ય હોવા છતા, ભક્તિપૂર્વક એને જ સમર્પી કરવાના છે આવો જ્ઞાનપૂર્વકનો લાંબા ગાળાનો સદ્ભાવથી મેનન થયેલો અભ્યાસ જેમ જેમ પડતો જશે તેમ તેમ અહંભાવ ઓગળતો જવાનો છે અહંકારને મોળો પાડવા ને તેને સાત્વિક કર્યો કરવાનો ઉપાય મદ્રાસથી મુબઈ જતાં તા. ૧૧–૧૦–૪૨ના રોજ ગાડીમાથી લખેલા કાગળમાં લખ્યો છે* ઉપરાન આપણે કર્મ કરવાના છે તે એનો પ્રેમ મેળવવા ખાતર જ આપણે જોએ

* જુઓ "જીવન સદેશ" પા ૨૦૯

આનથી કર્મ કરતા હોઈએ, તો ફળનો વિચાર સરખો પણ આપણે કરવાનો ન હોય પ્રગટ તો તે આકૃષ્ટ લઈ જનારો છે એમ સમજીને તે પળે શ્રીભગવાનને જાગ્રતિ રાખીને આપણે સમર્પવો તેવી તેવી દરેક પળે દૃઢતાપૂર્વક સાવચેતી રાખીને એને યુદ્ધ આપ્યા કરવું એવા થતા રહેતા પ્રત્યેક યુદ્ધમાં ને તેની માત્રામાં વેગ, ઉત્સાહ, બળ, ધીરજ, હિંમત, જ્ઞાનપૂર્વકની જાગ્રતિ, દૃઢતા ને સાવચેતી વધારે ને વધારે આપણામાં પ્રગટતા રહેવા જોઈએ અને તે લક્ષણ આપણે તપાસતા રહેવું જોઈએ

### પછીથી ભગવાનના દર્શન

દરેક વખતે એવી ફળની વૃત્તિ પ્રગટે અને તે પ્રગટી છે એટલું ખાલી ખાલી સ્મરણ થયે ચાલવાનું નથી એવા પ્રકારનું ખાલી 'ઉપરછલ્લું' સ્મરણ જેને થાય છે અને તેવે વખતે જેના યુદ્ધની ઉત્કટતા વધતી નથી, ત્યાં સમજી લેવું કે મન ક્યાંક છેતરપીંડી કરતું લાગે છે સાધકે એનું મૂળ પકડવાનું રાખવું આમ કર્મ કરતાં તે ભગવદ્પ્રીત્યર્થે અને એમાંથી અહંતા ખેંચી લઈને આવી રીતનો જ્ઞાનભક્તિપૂર્વકનો આંતરિક અભ્યાસ વધતા વધતા ભક્ત અને ભગવાન વચ્ચે ભેદ ઘટતો જાય છે જેમ જેમ ભક્તની શુદ્ધ, નિર્મળ નીતરી દૃષ્ટિ થતી જાય છે તેમતેમ એનામાં ભગવદ્ભાવનો ભાવાવેશ વધતો જતો જણાયા સિવાય—અનુભવમાં આવ્યા વિના—રહેવાનો નથી આમ જેમ જેમ બનતું જાય છે તેમ તેમ સાધક ભગવત્પરાયણ બનતો જવાનો છે ભગવત્પરાયણ થવાતાં અનન્ય યોગથી સાચું ધ્યાન થવાનું છે આમ થતાં સાધક જે જે વસ્તુના સંપર્કમાં આવે તે બધામાં ભગવાનની કૃપાની—ભગવતીના દર્શન—થયા વિના રહેતા નથી અને એને એ બધું તે કાળ માટે જેટલું જેટલું જરૂરનું હોય છે તેટલું ત્યાં જણાયા કરે છે જ્યારે સર્વાંગદર્શનનો કાળ પાકશે, જરૂર હશે ત્યારે તે પણ અનુભવમાં પ્રગટશે

### ભગવાનના અનુભવની શરતો

શ્રીભગવાનના અસ્તિત્વનો હૃદયથી જ્ઞાનભક્તિપૂર્વકનો નિશ્ચય, ‘સર્વરૂપ ભગવાન એ મારો આત્મા છે’ એવી ઊંડી અંતરની જ્ઞાનપૂર્વકની સમજ, સર્વરૂપ ભગવાન જ છે એવો હૃદયમા હૃદયથી જ્ઞાનભક્તિપૂર્વકનો સ્વીકાર, પોતાની જાતની સંપૂર્ણપણે ઓળખ, એને સ્વકર્મથી સંતોષવા એ જ એની પાકી સમજ, આવુ આપણે શ્રદ્ધાથી રોજ ને રોજ નિશ્ચયાત્મક બુદ્ધિથી, હૃદયથી હૃદયમા તે બધુ કેળવતા રહીએ, અને તે બધુ ઊંડુ ને ઊંડુ સમજથી ઉતારીને તેનો અનુભવ કર્યા કરીએ, તો આપણે શ્રીભગવાનના છીએ અને એ આપણા છે એવા તત્ત્વનો અનુભવ થશે જ થશે

### સંતભક્તોની અપ્રતિમ ભેટ

વિજ્ઞાનની કોઈ એક શોધમા અને એની રીત અને સમજમા જેમ આપણે માનીએ છીએ, તેમ આ પણ એક આત્માના વિજ્ઞાનની રીત છે તેને અનુભવના નિચોડ રૂપે અનેક સંતભક્તજ્ઞાનીયોગીએ માનવીને વારસા રૂપે જગતને ચરણે ભેટ આપી છે જગતે એને સ્વીકારવી કે ન સ્વીકારવી એ એનુ કામ છે જગતની જેમ જેમ સમજ ઊંચી થતી જશે તેમ તેમ તેને આ બાજુ વળ્યા વિના આરો આવવાનો નથી

---

હરિ ૐ બાર, તા ૩૦-૧૦-૪૨

અનુષ્ટુપ

આપણી રીત કર્મોને આપણે કરવા નહી,  
કરવા સર્વ કર્મોને હેતુને લક્ષમા ગ્રહી ॥

ખોટુ કે સારુ બીજાને લાગે તે ન વિચારવુ,  
મિતભાવે રહી તોયે જાળવો સમતોલના ॥

માન્યતામાહી જે સાચુ, ફેરવાયા જરો નહી  
એમ જે તે થતુ લાગે, યોગ્ય પથે છીએ સહી ॥

આપણા ધ્યાનને છોડી વર્તવું નિજ કર્મમાં,

આજનું સત્ય તે કાલે બીજું કૈંક સુઝાડશે,
એમાં તત્પર રહેવું, તે હેતુમાં પ્રાણ જો પૂરે ॥

હેતુને લક્ષમાં રાખી કર્મ યોગ્ય રીતે બન્યે,
ઉદ્ભવે રસ તો શ્રદ્ધા જામશે આપમેળ તે ॥

કર્યું થાય ન થાયે કે તોય ભાન વધારવો,
કુમળી કરુણાશેથી વર્તવું એકમેકપે ॥

પરતંત્ર બન્યા છીએ પ્રભુ એક સ્વતંત્ર છે,
પરતંત્ર રહેવામાં જ્ઞાનભાવેથી લાભ છે ॥

પોતાનું માન્યું એને તો તેને જ લાવવા ઘટે,
રહેવા પડી ત્યાં ને ત્યાં ઘટે દેવું ન જીવને ॥

કરીને કોટિ ઉપાય એને તો સમજાવીને,
સાચા કલ્યાણને માર્ગે વાળીને લાવવું ઘટે ॥

'પોતે જ્યાં શ્રેય માને તું સાચું તે શ્રેય છે નહીં,
એને તે ખાતરી તેની મથી કરાવતા જવી ॥

રહેવામાં પડી એને તો ત્યાં ને ત્યાં ગમશે ખરે,
આપણ તેથી ખામીવાળું રહ્યા કરે ॥

આપણું તે બને હોય આપણા શ્રેયમાં બને
હોય રાજી, છતાં સૌના કર્મે ભેદ રહ્યા કરે ॥

બન્નેના કર્મની રીતો, માન્યતા, રસ જો જુદા,
કર્મના ત્યાં પરિણામે ભેદ રહેશે નવા નવા ॥

કર્મની સાધના જો તે એક ભાવે થયા કરે,
બન્નેએ તો થવા એવું મથ્યા સૌ કરવાનું છે ॥

હરિ ૐ ખાર, ૧-૧૧-૪૨

### ભારે કામ છતા ચાલુ પત્ર લેખન

હમણા હમણા ગમે-તામા કાગળમા થોડુક લખીને વળી પાછુ કામે વળગતા તે અધૂરુ રહે છે ને વળી પાછો કઈક વખત મેળવીને તે લખવાનુ બને છે એમ કટકે કટકે ગાડીમા લખવાનુ બને છે ને ટપાલમા નાખવાનુ પણ ભુલાઈ જવાય છે, અથવા તો કોઈકને નાખવા આપી દઉ છુ

### પૂજ્ય ઠક્કરબાપાની શાબાશી

પૂજ્ય બાપાએ કહ્યુ કે, 'ગઈ સાલના હિસાબમા ત્રણ હજારની ખોટ હતી એટલે તારે મુબઈથી ઝટ ભાગી જવાનુ નથી, પણ ધીરે ધીરે ભેગુ કરવાનુ રાખવુ તને તો કોઈક ને કોઈક મળી રહેશે પૂરેપૂરો પ્રયત્ન કરીને મથજે કટાળી જઈશ નહિ ઓળખાણ પિછાણ વિના, લાગવગ વિના, એકલે હાથે તુ આટલુ કરી શક્યો છે તે ઘણુ ઘણુ છે" પરિસ્થિતિ આવી છે એટલે વધારે રકમ એકઠી કરવાને મડવાનુ છે

### પત્ની કે બીજા સગાનો ત્યાગ ન થાય

પેની સાધનાની બાબતમા તો જેમ કહ્યુ છે એમ જ કરવાનુ રાખશોજી આપણે જે રીતે માન્યુ હોય, જે રીતે સતોષવાની ટેવ પડેલી હોય તે રીત રાખવાની નથી સૌ બહેન સમજુ છે થોડીક મહેનત તો એને પડશે આપણો હૃદયનો પ્રેમભાવ જેમ જેમ ઊડો થતો જશે, તેમ તેમ એની સાત્વિકતા ને તેનો સાચો અર્થ એમને સમજ્યા વિના રહેવાના નથી એ વિષે ખાતરી રાખજો આપણે ઘણી ઘણી ધીરજ રાખવાની છે કટાળો આણ્યા વિના, પ્રેમની મૃદુતાયુક્ત લાગણીથી કુમળી કહણાશે, એમને ઊચે લેવાના છે એમની સમજ, માન્યતાઓ, માપો, ધોરણો વગેરે બધા તદ્દન જુદા છે એમના મનની ભૂમિકા તદ્દન જુદા પ્રકારની છે એમને

મૂકી દીધે તો પાલવે જ કેમ ? એ આપણા છે ને આપણા જ રહેવાના છે પણ તે પહેલી ટકની રીતે થઈ નહિ શકે તેમના પરત્વેની આપણી મહત્ભાવના ને એમના પરત્વેની ઉત્કટતાભરી જિજ્ઞાસાની ભાવના કોઈક દિવસ આપણું વલણ એમને સમજવાને જ કદાચ તેમ ન બને તોયે શું ? જે કંઈ ઝંખીએ છીએ, તે આપણા વિકાસ માટે મમતા રાખ્યા વિના કર્યા કરવાનું છે

**સદ્ગુરુની ધન્યતા શિષ્યનો વિકાસ**

તમારા બધાથી મારે દીપવાનું છે, એ બધું જે વણ્યું છે તે હકીકત રૂપે છે તમારા બધાનો પ્રેમભાવસંબંધ જો શ્રીભગવાને ન મેળવી આપ્યો હોત તો આ જીવથી તે શું બની શક્યું હોત ? કરનાકારવતો તો શ્રીભગવાન છે તમારા બધાના જીવનવિકાસમાં મારા જીવનની સાચી યથાર્થતા રહેલી છે ને તેમાં જીવનનું ધન્ય થવાપણું રહેલું છે જીવન વિકાસ થતો જોઈને મારામાં ઉત્સાહ, દૃઢ, ખંત, વેગ વગેરે આવતા જવાના છે એ હકીકત રૂપે છે તમારા જીવનમાં જેમ જેમ પ્રેમ શ્રદ્ધા, ભક્તિ, જ્ઞાન વિશ્વાસ દૃઢતર થતાં જશે તેમ તેમ મને તમારા પરત્વે વધારે ને વધારે આકર્ષણ થયા કરવાનું છે

**પરગુણની રાઈને પર્વત દેખો**

બીજાનું જે સારું હોય એ હૃદયથી કદર કર્યા કરવાની ભાવના પ્રભુકૃપાથી મેં તો પહેલાથી જ કેળવ્યા કરેલી તેથી બીજાનું થોડુંક હોય તોયે મને તો તે ઘણું લાગે છે આપણે માટે કોઈ થોડુંક કરે અથવા બીજાનું રાઈ જેટલું પણ જો સારું હોય તે આપણને ભાવ નાચો કરી પહાડ જેવું લાગ્યા કરે એવી સાધકની દૃષ્ટિ કેળવાવી ઘટે. આથી પરસ્પર હૃદય વધારે પાસે આવ્યા કરશે

**સદ્ગુરુનું સાપેક્ષ વર્તન**

મારામાં તો કશું નથી જે કંઈ આવ્યા કરશે તે તમારા થતા જતા વિકાસને અંગે તથા તમારા મળતા જતા સક્રિય સાથ (જીવન

ધ્યેયની સદ્‌ભાવનાને પ્રેમભાવથી હૈયાનો વાસ્તવિકપણે ઉત્તર )ને કારણે આ જીવથી જે તે બધુ બન્યા કરવાનુ છે, કારણ કે સ્વતત્રપણે તો મારે કઈ કશુ કરવાપણુ પ્રભુકૃપાથી રહેલુ હોતુ નથી. સ્વતત્રપણે કઈ કશામા આ જીવને પરોવવાપણુ રહેલુ નથી, જે તે બધુ relatively–સાપેક્ષ રીતે–રહ્યા કરે છે. એટલે એના તરફનુ જેવુ વલણ રહ્યા કરે તેવુ વલણ ત્યા પણ રહ્યા કરે, એટલે તો કહુ છુ કે તમારા પ્રેમે, હિમતે, સાહસે, શ્રદ્ધાએ, વિશ્વાસે, ભક્તિએ, જ્ઞાને મારાથી તેમ તેમ વધ્યા કરવાનુ બનશે હવે આ સમજાયુ હશે

**સદ્‌ગુરુની રીતરસમ**

"જે રીતે સ્વભાવ કર્મ કરવાને પડી ગયો છે તે રીતે આપણે વર્તવાનુ નથી" એટલે એ રીતે પ્રેમનો આવિર્ભાવ કર્યે આપણને પાલવે નહી પ્રભુકૃપાથી આ જીવ એક વખત કહી દે ખરો, પછી તે પ્રમાણે વર્તવુ કે ન વર્તવુ એ એની સમજ, બુદ્ધિ, વિવેક, શક્તિ વગેરે ઉપર છોડી દઉ છુ ત્યા આગ્રહ ન હોય પરતુ જ્યા એની હદ આવી જાય ને એની સમજ, વાતાવરણ વગેરેની પકડમાથી એમ કરવા છતાયે એ ન ખમે તો પછી ભગવાનને આજીજી કરવાનુ આવી પડે ને અતરમા અતરથી એવુ ઇચ્છિયા કરવાને ચેતનાશક્તિને જગાડવી પડે પણ એને એમ ન કરવુ પડે તે સાધકને માટે ઉત્તમ ગણાય માટે આપણે તો સાનમા સમજીને જે તે કઈ કર્યા કરવાનુ રાખવાનું છે કશામાયે આપણે સલામત સ્થિતિ કરી દેવાની નથી. સલામતીમા આપણા પતનના મૂળ રહેલા છે

**પ્રેમભક્તિની અગત્ય**

આ જીવને બીજુ કોઈ ઊડુ સમજે એનુ કઈ લાગે નહિ પણ આપણે પોતે સાધક થઈને આપણા દૃષ્ટિ, વૃત્તિ ને વલણને તે પરત્વે ઊડા વાળી શકતા ન કરી શકીએ ને તે પરત્વેનો શ્રદ્ધા-વિશ્વાસનો અનુભવ ખાતરી થઈ શકે એવો ન બની ગયો હોય, તો પછી સાધકે મનને યુદ્ધ આપ્યા કરીને જ્ઞાનયુક્ત જાગ્રતિથી સતત

વાળ્યા કરવુ ઘટે જેમ જેમ જીવનમા શ્રદ્ધા, વિશ્વાસ, પ્રેમભક્તિ વધતા જાય તેમ તેમ આ જીવમા પણ તેનુ વળણ તમારા પ્રત્યે થવાનુ છે, તે વિના તો તે શક્ય નથી તે જગુરોજી પ્રભુકૃપાથી આ જીવની બધી પ્રવૃત્તિ તેના તેના ભાવના પ્રત્યુત્તર રૂપે સાપેક્ષપણે જે તે સાથે રહ્યા કરે છે એને સમજાવી શકાતી નથી પરતુ આપણો વિકાસ થતો જશે તેમ તેમ આપોઆપ તે આપણને સમજાશે એ વિષે તો ખાતરી છે.

### પ્રેમનો અર્થ

સૌ બહેનને એમની રીતે, સમજે, માન્યતાએ, માપોએ, ટેવોએ, સમજણે એમના થર પ્રમાણે ઊચે લેવા જઈશુ તો એ કદી ઊચે આવી શકવાના નથી એમને માઠુ લાગશે, ઓછુ આવશે ને એમને કદાચ જીવન અકારુ લાગશે, પણ એમાથી એમના પ્રેમની પરીક્ષા થઈ જવાની છે પ્રેમ ખરો તો એજ કહેવાય કે જેમ જેમ તવાઈએ તેમ તેમ વધતો જાય બાકી તો એ પ્રેમ નથી પરતુ નર્યો સસારી સ્વાર્થ છે, ને એના સસારી સ્વાર્થ સાથે આપણને કશી નિસ્બત ન હોવી ઘટે

### સાધકનુ કર્તવ્ય

આપણે જ સચા છીએ, આપણે એમનાથી ઊચા છીએ, આપણી સમજ ઊચી છે એવુ આપણે મનમાં લવલેશ પણ રાખવાનુ નથી એમની ભૂમિકા પર ઊતરીને, રહીને, એમને સમજાવવુ ઘટે સમજે તો ઠીક, નહિતર ઝાઝુ તાણવુ નહિ એમને કઈ બળે બળે આપણે ઉપર લઈ જઈ શકવાના નથી જ્યા સુધી આપણે સાધક થવુ છે, સાધક રહેવુ છે અને સાધકની ભાવનાથી આગળ જવુ છે, ત્યા સુધી એમની કે આપણી માન્યતાની રીતે જે તે કઈ થઈ શકવાનુ નથી આપણે કઈ સસારી રહેવાનુ નથી તેમજ સર્વસાધારણ રીતે રગશિયા ગાડાની પેઠે જીવન ગાળવાનુ નથી પણ સર્વથી પર થયા જવાનુ છે ને તે પણ સતત જાગ્રતિ લક્ષમા રાખી રાખીને સમતાથી, તટસ્થતાથી વર્તવાનુ છે

### પ્રેમભર્યા કાગળો લખો

કાગળો લખવાની ઘણી જરૂર છે, પરતુ તે પણ હૃદયમા પ્રત્યક્ષ તે પળે પ્રેમભાવનાની છોળો ઉછાળી ઉછાળીને પ્રત્યક્ષ હૃદય સમક્ષ આપણી ભાવમૂર્તિ હોય, તેને જાણે લળી લળીને વારી વારી જતા હોઈએ ને પ્રેમથી એને ન્યોછાવર થઈ જતા હોઈએ, તરબોળ કરી દેતા હોઈએ એવી રીતે જે તે બધુ આત્મનિવેદનભાવે એને લખવુ એ તો સાધનાનુ એક અગ છે જે તે કઈ જણાયા જાય એમા પ્રતાપ પ્રેમનો છે ને એવી ખબર પડે છે એવુ હજી આપણને ભલે હસે નહિ, પણ એને તો એ હસીવસી ગયેલુ છે એને મન તો એ હકીકત રૂપે છે કારણ કે એ તો પ્રત્યક્ષ પદાર્થની માફક દેખે છે અને તે અનુભવથી અનેકવાર સમજાયેલુ છે પત્રલેખન જો ચેતનાસાકળથી સકળા યેલા રહીને લખતી વખતે લક્ષમા ભાવમતિને હૃદય સમક્ષ રાખ્યા કરીને લખવાનુ રાખીએ તો દિલમા ઘણો આનદ ભર્યા કરે તે અનુભવે સમજાશે

. ભાઈ ત્યા રહ્યા છે, તે એમની સાધનાને કેદ્રિત કરવાને માટે. એમને બીજુ કશુ કામ નથી

શિવમા પાર્વતી ને પાર્વતીમા શિવ જન્મ્યા કરે, શિવમા પાર્વતીજીનો ઉદય થાય ને પાર્વતીજીમા શિવનો ઉદય થયા કરે એ જરૂરનુ છે.

---

હરિ ૐ ખાર, તા ૨-૧૧-૪૨

### જૂની પકડો છોડવી

તમને તમારી રીતે બગજમરીપણુ લાગે, કશામા કોઈ ગણુતા નથી એવુ લાગે, તે બધુ સમજી શકાય તેવુ છે પરતુ હકીકતે તેવુ નથી તમારી પડેલી રીતો, સમજો, માપો, માન્યતાઓ, ગણતરીઓ, ટેવો, પ્રાકૃતિક સ્વભાવ વગેરે છોડવાનુ મન તમારે ન કરવુ હોય એટલેયે બીજાને એ રીતે પકડમા રાખ્યા કરવાને તમારો સ્વભાવ

તમને વર્તાવ્યા કરાવે છે. પણ એ બધું તમે કેમ કરીને સમજી શકો? તમને અન્યાય કરવાની કોઈનીયે ઇચ્છા નથી. ખરી વાત તો એ છે કે આપણે પ્રેમનું સાચું સ્વરૂપ સમજેલાં નથી. ને આપણી રીતે વ્યક્ત થાય, તો જ એ પ્રેમ ગણાય એવો માનસિક આગ્રહ રહ્યા કરે છે. આપણે આપણી તેવી રીતની તે પરત્વેની સમજણની પકડ છોડવી જોઈએ

### સંસારી સમજણ નહિ ચાલે

બીજાને જો સમજવા માગે, તેણે પોતે પોતાને પૂરેપૂરું સમજવું જોઈએ. તે વિના બીજાને સમજી શકાતું નથી. સાધના પંથે જવું હોય તો સામાન્ય પત્ની તરીકેના જીવનના ખ્યાલો તમારે તજવા પડશે, છોડવા પડશે હા! જો એણે કે તમારે સાધક ન થવું હોય કે ન રહેવું હોય, તો આ પ્રશ્ન ઉદ્ભવતો નથી. જો તેમ થવાનું હોય તો તેમ કર્યે જ છૂટકો છે નહિતર જીવનમાં કલેશ, કંકાસ, દુઃખ, મનદુઃખ, સંતાપ, મુશ્કેલી, ગૂંચ, ઉપાધિ વગેરે થયાં કરવાનાં છે. કલેશ, કંકાસ કે ઉપાધિ વગેરે કર્યા કરવાથી જે જીવને સાધક થવું છે ને જેમા જે દૃઢ મનમતિવાળો છે, એ કંઈ એથી કરીને હારી જવાનો નથી એ તો પર્વતનેયે ઓળંગવાને માટે તૈયાર રહેવો છે તો એવો બધો ક્લેશ, કંકાસ, એને પલાળી નહિ શકે, એને બાળી નહિ શકે કે દુ:ખી નહિ કરી શકે. એની સાથે રહેવુ હશે તો એની રીતે જ રહી શકાશે. તે વિના બાજો કોઈ આરો નથી. હા. જો તે ભાઈ આ બધુ મૂકી દેતો હોય તો તો વાત જુદી છે. પણ જ્યાં સુધી એ એને વળગ્યો રહેવાનો હોય ત્યા સુધી તો આપણી માની લીધેલી સુખી, આનંદી જીવની સમજણો આપણે સાધનાની રીતે સાધનાની રીતમાં પલટાવવાની રહેશે.

### સ્વતંત્રતાની વ્યાખ્યા

'હેતુ સમાવી પોતાને નિયમા, એ સ્વતંત્રતા.'

સ્વતંત્રતાની વ્યાખ્યા તો એવી છે. લોકો જેને સ્વતંત્રતા કહે

છે તે સાચા અર્થમા સ્વતત્રતા નથી તમારી પાસેથી મને ભારે આશા છે મને નિરુત્સાહી તમે નહિ બનાવ્યા કરો એવી વિનતી છે ભાઈ આવા જીવનમા પડ્યો તે ઈ મારે હો પડ્યો છે એવુ તો થે ુ જ છે ? ને તમારા મનના માનેના સુખની કલ્પનાઓ, સ્વપ્નાઓ બધા તૂટી પડ્યા તો હવે તે સુખની કલ્પનાઓ ઉચ્ચતર, દિ યતર બનાવો ને ત્યા ઉ ટ ક ખના રાખવાનુ ર્યા કરો

## લેખકનુ જીવનદષ્ટાન્ત

આ જીવ શ્મશાનમા સૂતા જતો તે મારી માને કેવુ લાગતુ હશે ! જો મે મારી માની તેની લાગણી સામુ જોવા કર્યુ હોત તો શુ થયુ હોત ? સાધનાનો ધર્મ કઈ માયકાગનો નથી એમા તો માથુ મૂકીને સમરાગણમા પડવાનુ છે ઢીલાપોચાનુ ત્યા કામ નથી પત્થર જેવુ હેયુ ને કુમળા ફૂલ જેવુ હૃદય આપણુ થયેનુ હશે તો કામ થશે ેનેજમા ભણતો હતો, ત્યારે જીવનના કઈ કઈ ધ્યાનો રચેના હતા જીવનનો એક ભ ય અને રમ્ય એવો આદર્શ પણ લ્પેનો ને તે તરફના નિશ્ચિત પગના પણ માડેના તે જો કે કલ્પનાઓ હતી પણ નિશ્ચયાત્મક પ્રકારના વલણની હતી ખાલી તરગો ઈ ન હતા પરતુ અસહકાર કરતી વેળાએ તે બધા ધ્યાનોને એકદમ ઝાટ ની પેઠે તાડી નાખવા પડ્યા

## સ્વભાવની ઉપરવટ થવુ જ પડશે

તમારી સામે તો તેવુ ન હતુ જીવનના ઉચ્ચતર ધ્યાનો તમારી સામે તો પડેના છે તમારી ઢબે સમજણે તમારી રીતે માન્યતાએ, માપે અને ટેવે તેણે કે તમારે જીવન ગાળવુ આ માર્ગમા પાલવે તેમ નથી તો પછી છોડી દો આ બધી માથાકૂટ એને એ બાબતમા ફેસનાલીને આ બધુ તૂત છોડી દેવાનુ કહો એને આ માર્ગમાથી નીકળી જવાનુ સમજાવો એ નીકળી જાય તો પછી બધી પચાત મટી જશે ને પછી નીરાતહેર થશે માટે એક વાર તેવુ કરી જુઓ

જો તેમ થાય તો તમારી કલ્પનાઓ છેવટ સ્વરૂપ પકડશે ને તમને કૃતકૃત્યતા અનુભવાશે બાકી એવું કરવામાં માનતાથી તો સાથ ન આપી શકાય તમે હુકમ કરો કે ભાઈને તમે છોડી દો—મારા સુખની તમે આડા આવો છો, ને તે તેની સંમતિ આપે તો આજની ઘડીએ છૂટી જવાને તૈયાર છુ મને ત્યાં કશી અડચણ નથી એનો પણ તમને બધાને અનુભવ થઈ જશે વધારે તો શું લખુ ? આપણે જો સાધક થવું હોય તો સ્વભાવની ઉપરવટ આપણે થવું જ પડવાનું છે, તે વિના કદી ઉપાય છૂટકો છે જ નહિ પ્રેમભાવ રાખ્યા કરશોજી

---

હરિ ૐ ખાર, તા. ૩-૧૧-૪૨,

મને જે કંઈ વખત મળે છે તેમાં તમને ટૂંકું ટૂંકું લખતો જ રહ્યો છું તો તે કૃપા કરીને પ્રેમ રાખીને, લક્ષ રાખીને સમજવાનું રાખશો એવી વિનતી છે

### પ્રેમની સમજૂતી

તમે તમારો કાગળ મળ્યો છે 'કોરું હતું ત્યાં ભીનાશ આવી છે' એમ લખ્યું છે તે જાણ્યું છે, પરંતુ તે માત્ર છેક ઉપર ઉપરની છે હજી પાછું કંઈક તમારી માન્યતા, સમજણ વગેરેથી બીજી બાજુ તરફનું જવાનું થતાં એવું ન થઈ જાય તે જોતા રહેશો આપણે જીવનપ્રિયમાં એક થઈ જઈશું તો આપણું બધું થતું રહેવાનું છે પણ પહેલું કામ તો પ્રિયમાં એક થઈ જવાનું છે પ્રેમ બીજું કંઈ વિચારી શકતો જ નથી પ્રેમ ભિન્નતા ખમી ન શકે એવો પ્રેમ આપણે ક્યાં જાણીએ છીએ ? પ્રેમને તો આપણે આપણી અભિમાનના માપથી માપવા મથ્યા કરીએ છીએ એને જ વાંધો આવે છે ને ? લોકો જેને 'પ્રેમ' 'પ્રેમ' પોકારો કરે છે તે પ્રેમ નથી, પણ પોતાના સ્વાર્થની સમજણ પ્રમાણેની માત્ર તેવા પ્રકારની લાગણી છે

## કોરો કાગળ

તમે કાગળ લખ્યો છે તે ઉપરથી પણ મને તો સમજાય છે કે એ કાગળમા પહેલાના જેવી ને જેટલી ઊર્મિ, ભાવના ને ઉત્કટતા નથી માત્ર matter of fact–કોરી હકીકત–જેવુ મને તો લાગે છે. આમા ખોટુ પણ તો મને જરૂર આનદ જ થાય ને! તમારા જીવન સુખને ભાગનાર વચ્ચે ક્યાથી હુ વળી આવ્યો? એનો ઉપાય તમને ૧–૧૧–૪૨ ના કાગળમા લખ્યો છે તે વિના બીજો નથી તમારા કાગળથી મારા તમારે વિષેના નિરુત્સાહીપણામા માત્ર ઉમેરો થયો છે તમે કહેશો કે 'એવુ તે શુ લખ્યુ છે કે તેથી તમે એમ કહો છો?' પણ તમારો કાગળ એવો મને જવાબ આપે છે તેથી હુ શુ કરુ? તમે કહેશો કે મારો કાગળ ન ગમ્યો ને તેણે નરમ નરમ, નમ્રતાવાળુ, ભવનાળુ લખ્યુ તે તમને ગમ્યુ ને? એ પ્રશ્ન જ નથી ઉદ્ભવતો એકને વિચારતી વખતે બીજાનુ કશુ લક્ષમા લેતો નથી એ મારી હકીકતની વસ્તુ છે, પણ એને સમજાવી શકવુ અશક્ય છે એ તો જેને એ બાબતનો એવો અનુભવ થયો હોય તે સમજી કે પિછાની શકે તમારા કાગળમા નથી જીવ કે નથી પ્રાણ, નથી એમા તમારા હૃદયનુ ઊડાણ એમાથી તો થાકયાના, નિરાશાના બોલ ઊઠે છે આપણને ક્યાયે નિરાશા શાની હોય? હુ ખોટો હોઉ તો મને લખજો ચાર પાચ દિવસ પહેલાનુ તમને તમારુ ચોક્કસ યાદ રહ્યુ હોય તે સભરી શકતુ નથી યાદ હોય તો મારે માટે તો આનદની વાત છે. જે કઈ લખવાનુ હોય તે વાસ્તવિકપણામા રહીને આપણા હૃદયને જણાવતા હોઈએ તે રીતે પ્રેમભાવનાથી હકીકત રૂપે લખવાનુ જો રાખીશુ, તો આપણને સમજવાની ચાવી પણ મળવી રહેશે આપણે જાણેઅજાણે જાતને છેતરી તો રહ્યા નથી ને? તેવી રીતે જો ભૂલેચૂકે રહ્યા કરશો, તો ઉપર આવવાનો વારો રહેવાનો નથી, તે જાણજો તમારો કાગળ મને સાવ કોરો લાગ્યો છે

### સદ્‌ગુરુને સહકાર આપો

મદદ કરવાને પ્રભુકૃપાથી આ જીવ તૈયાર છે, ઉત્સુક છે પણ તમારી પૂરી તૈયારી તેમાં ભળે, એમાં તમારી હોંશ હોય, તમારી હિંમત હોય, ફૂદકો મારવાનું સાહસ હોય, માની લીધેલા અભ્યાસો, માન્યતાઓ, માપો ટેવો વગેરેની પકડમાંથી છૂટવાની જિજ્ઞાસા, તમન્ના હોય, તો પ્રભુકૃપાથી આ જાતનું કામ થઈ શકે બાકી તો મારી મદદ કામ લાગવાની નથી તાળી પાડવામાં તો બે હાથ જોઈએ જ ને? 'તમારા પ્રત્યે પ્રેમ ઊપજ્યો, ભાવ આવ્યો' એમ તમે લખો ને હું માની લઉં એવું મારા નસીબે મનનાપણું મારામાં રહ્યું નથી બીજાઓનું માની લઉં છું ખરો પણ તે વિશે પરવા કરતો નથી પરંતુ સાધના કરતા જીવોની બાબતમાં મારી વર્તણૂક જુદી જ રહ્યા કરે છે એનું શું થાય?

### હજી પણ પ્રયોગ કરી જુઓ

તમારું ચાલે તો ઘડીના છઠ્ઠા ભાગમાં મને હું મેલી મૂકો તેમ થવાને હું સોયે સો ટકા તૈયાર છું મરવું કે તેમ થવા જવામાં કે રક્ષા કરવામાં મને કશો રાગ કે મોહ નથી મારે રહેવાપણું છે તે માત્ર તમારે ખાતર તમારા બન્નેની સંમતિ મળ્યા જીવનમાં જાણે ક્યારે ન મળ્યો હોઉં એવો ન થઈ જાઉં તો મને તમારા બન્નેના હજારો ફિટકાર ને ધિક્કાર હજો કોઈનાયે સુખની આડે આવવાની મારી તો મરજી ના જ હોય ને? પરંતુ દરેકના સુખની માન્યતા, કલ્પના, સમજ પ્રમાણે કંઈ મારે થવા દેવાપણું થોડું હોય! એમાં તો મારી પૂરી લાચારી છે માટે તમે પૂરતો પુખ્ત વિચાર કરી જોજો જી હજુ ત્યાં નદીમાંથી બહુ પાણી વહી ગયું નથી ત્યાં સુધી ફરીથી સમજી લેવાનું રાખો ને એને વાગોળો ને તમે તમારા અમનચમનમાં અનવરત રહ્યા કરો ને તેવી રીતે જીવન સુખમાં વિતાવ્યા કરો તે જોઈને હું તો દૂર રહ્યો રહ્યો પણ આનંદ માણીશ તમારા હું મંદિરે કદી પાસે પણ આવવાનો નથી

### પણ મારો પ્રેમ એનું કામ કરશે

માત્ર અંતરની દશામાં તમારા બન્ને વિષે જાગેલો હૃદયનો પ્રેમ—એને જે કંઈ કર્યા કરવું હશે તે અલિપ્ત રીતે—જે તે કંઈ બધું કર્યા કરશે તે વાત જુદી છે, કારણ કે પ્રેમનો તો સ્વભાવ જ એવો છે કે તે અટકાવ્યો અટકી શકતો નથી કારણ કે એને કશી અપેક્ષા રહેતી નથી કે હોતી નથી તમારામાં જે દિલ રહ્યા કરે છે એને એચી ખેચીને તાણવા મથું છું પણ પ્રાણ જાણે એ મારું કહ્યું કરતું જ નથી એવો છેક હું તો પરતંત્ર છું!

### સ્પષ્ટપણે જણાવો

મારે કૃપા કરીને કંઈક સમજ રાખશો તો વળી કંઈક થઈ શકે ખરું જે કરીએ તે પ્રાણ આણીને, સમજીને, દિલથી કરીએ, એની પાછળ કશી વેતરણની સમજ ન આવી ગઈ હોય કે ન આવી જાય તે બાબત ચેતતા રહીએ મારાથી તમારું કંઈ બગડતું હોય તો કૃપા કરીને બેધડકપણે ચેતાવજો કશું યે કંઈ કરવાનું ભયથી ન કરવા વિનતી છે મારાથીયે બીવાનું કશું કારણ નથી, પરંતુ તેથી કંઈ સ્વભાવ પ્રમાણે કંકાસ-ક્લેશ કરવાનો હોય નહિ એનું નામ તો નાગું કહેવાય એ તો આપણી નબળાઈ સૂચવે આપણે જેમ જવું હોય, ચાલવું હોય, જે ઇચ્છતા હોઈએ, જેવું જીવન ગાળવું હોય, તે બધું સ્પષ્ટપણે તેને જણાવી દઈએ

### સુમેળ તો રહેવો જ જોઈએ

એ પ્રમાણે જો તેને રહેવું હશે તો તે હા પાડશે નહિતર પોતાની રીતે પોતાને તે કેમ અનુકૂળ આવતું નથી તે બધું તમને સમજાવશે, સમજાવવા મથશે ને જો બન્નેનો એવી ભાવનામાં મેળ નહિ ખાતો હોય તો પછી બન્નેએ કેમ વર્ત્યા કરવું એનો ઉકેલ તમારે બન્નેએ મળીને વિચારી લેવાનો રહ્યો પરંતુ કોઈ દિવસ કંકાસ, કલેશ કે સંતાપ ઊભો રહેવો ન જોઈએ સદા સર્વદા

આનંદી, સરળ ચિત્ત ને પ્રસન્ન વદન રહેવું જોઈએ. વાતાવરણમાં ઉલ્લાસ, ઉત્સાહ, પ્રેમ, માર્દવતા, સરળતા, સૌમ્યતા, એકમેળાપણું, સુમેળભાવ રહ્યા કરે એ આપણે જોવું રહ્યું. હું તો આટલું જ કહી શકું. વધારે તો શું લખું?

## સુમેળની રીત

તમારા બન્નેનો સુમેળ તો જ ખાઈ શકે કે બન્ને જીવનમાં એક ધ્યેયના થઈ રહો, એક જ પથના પ્રવાસી બન્યા કરો. બન્નેની સમજ, વર્તન એક જ પ્રકારના હો. તે વિના બન્ને સખીના, આનંદી, સુખી રહી શકે એમ મને તો લાગતું નથી ને તેથી જ તમે આ ભાવનામાં જોડાઓ એવી આ પામર હૃદયની મહત્ત્વાકાંક્ષા હતી ને છે. મારી એવી આશાને જળસિંચન કરીને ફળવવું એ તમારા હાથની વાત છે. મારી આશા તો અપેક્ષિત રીતે રક્ષા કરવાની; તમારા જીવન સુખનો વિચાર કરીને તે આશાને જન્માવેલી. પણ એ બધું તો તમારે વિચારવું રહ્યું. કારણ કે    ભાઈ જ્યાં સુધી તમે માનો છો તેવું જીવન જીવવાની તૈયારી જો ન બતાવે તો તમારે એના જીવન પ્રમાણે જીવવાની તૈયારી કેળવવી રહી. કાં તો    ભાઈને તમારે ફેરવવા રહ્યા, કાં તો તમારે ફરવાનું રહ્યું. એ બન્નેનું એક ન થઈ જાય તો જીવનમાં બન્નેમાંથી કોઈ એકબીજાને સુખી કરી શકવાનું નથી તે જાણજો.

## ઉત્કટ પુરુષાર્થની અનિવાર્યતા

ભાઈએ પણ એ વાત સમજી લેવાની છે કે પોતાનો બધો ભાર જો ફગાવી દેવાની મહેચ્છા હોય, ઇચ્છા કરી હોય, તો બીજાનો ભાર પોતે માથે રાખીને બીજાને આગળ લઈ જઈ શકશે કે કેમ તે પણ બધું પૂરેપૂરું વિચારી લેવું જોઈશે. જીવનના આદર્શમાં બન્નેનો મેળ ન જ બેસી શકે એવું હું તો માનતો નથી. મેળ બેસી શકે એમ જરૂર છે પણ એવી ઉત્કટ તૈયારી, જાગૃતિ, લક્ષ ને તે બાજુનો

પુરુષાર્થ સતત કરતા રહેવાનુ તો આપણે રાખવુ જોઈશે તે વિના ચાલવાનુ નથી

**પ્રચડ પુરુષાર્થનો દાખલો**

સાન કણ દેખાતા પર્વતના હૃદયમા શુદ્ધ નિર્મળ જળ બહાર વહેવાને થનગનાટ કરતુ વ્યક્ત થઈ રહેતુ છે તેવી રીતે આપણામા કોઈ અજય પ્રેમની માર્દવતાયુક્ત ચેતનાની ચિનગારીઓવાળુ ભાવનાથી ભરપૂર એવુ હૃદય વ્યક્ત થવાને થનગની રહેલુ છે એની આપણને હજી ક્યા ખબર પડી છે! પાપ અને મૃત્યુની કટુતા પર વિજય મેળવનાર પ્રેમભાવનુ દિવ્ય સગીત ગાવાને આપણે ક્યારે તૈયાર થઈશુ? આપણા શબ્દો, આપણી વાણી, આપણી ભાષા, એવી તો પ્રાણવાળી પ્રત્યેની હોવા જોઈશે અને ધ્યેય પરત્વેનુ આપણુ આતરિક વલણ એવુ તો ઉત્કટ પ્રગટી ગયેલુ હોવુ જોઈશે કે જેથી ઠરીને જન્મ જન્માન્તરની પડી રહેલી ને તે પણ છે ઊંડામા ઊડે દબાઈ રહેલી હોય એવી લાગણીઓ, ઈચ્છાઓ કામનાઓને આપણે રચનાત્મક વલણ આપીએ અને આપણા હૃદયના મર્મભાગને જીવનની ચેતનાત્મક રીતે ઓળખતા થઈએ, તો આ બધા શુષ્ક જીવનની માથાકૂટોમાથી કેવા ઊગરી જઈએ!

આપણા હૃદયને ઓળખતા થઈએ એટલે કે ભગવાનને ઓળખતા થઈએ—નહિ કે માણસને

આપણુ આતરિક જીવનનો પ્રવાહ સતત એકધારો હૃદયના આધાર પ્રમાણે વહેતો થવા કરે તો જ જીવનવિકાસ થાય

જેના પાયા પર આપણો જીવનવિકાસ રચાવો છે તે પાયામા શ્રદ્ધા, ભક્તિ અને હૃદય પરત્વેની પ્રમાણિકતા તથા વફાદારી ભારોભાર ભરેલા હોવા જોઈશે

એક વખત જો સાધનાના માર્ગમા દૃઢ, નિશ્ચયાત્મક, મરણિયો નિર્ધાર પ્રગટી જાય તો પછી ગમે તેવા પરિણામ આવે તેનાથી આપણે ડગવુ નહિ

આપણુ કોઈ કર્મ યોગ્ય હતું કે કેમ તે સમજવાની ઉત્કંઠા ને આતુરતા હોય તે સમજી શકાય, પણ એક વખત કર્મ કરી દીધા પછી એ વિષે ઝાઝી ફીકરચિંતા એવા કરવી નહિ જે તે બધો વિચાર કર્મની આદિમા કરવો

આપણા જીવનનો વિકાસ જેમ જેમ થતો જશે, જેમ જેમ એની સુંદર અસર, ગંધ, આપણા આસપાસના પર પડતી જશે, તેમ તેમ તેમને પણ આ માર્ગના મહત્ત્વ વિષે લાગ્યા વિના રહેવાનુ નથી ઝટ ઈને લઈને ખાઈ લેવાનુ છે એવુ આમા કશુ નથી

કશુયે નકામુ કેમ જવા દેવુ ? જેની જેની સાથે સબંધમાં હોઈએ એની સાથે આપણા જીવનવિકાસ ને જીવનના આંતરપણાથી, વર્તનથી, વાતચીતથી, પત્રવહેવારથી આપને જે કઈ એમનામા વિના પ્રયત્ને સહજ રીતે ઉપજાવી શકીશુ એનો લાભ કઈ મળ્યા વિના થોડો રહેવાનો છે ?

**નિમિત્ત માત્ર**

કૃપા પ્રેમ બતાવ્યાથી મારે તો ઊભવુ શુ,
કરશો ના જરા ઓછા વારવાર હુ વીનવુ

એનુ રહસ્ય હજી તમને સમજાયુ નથી એટલે તમને એમ લાગે છે મારે સ્વતંત્રપણે કશી પ્રવૃત્તિ પ્રભુકૃપાથી નથી

જીવનનો પ્રેમ વધતો જતા અભેદપણે જ થવાવાનુ છે એ તો સિદ્ધ હકીકત છે તમારા હૃદયની જિજ્ઞાસા ને ભાવના જેમ જેમ વધતી જાય છે તેમ તેમ એ એનુ કાર્ય કરતી જાય છે ને કરતી જશે મારુ કશુ નથી જો કઈ હોય તો તે તમારુ છે તેમ છતા જો કઈ હોઉ તો નિમિત્ત માત્ર છુ એનાથી બીજુ કશુ નથી

બિંદુનાટકમા વધારે ઊંડુ લક્ષ લેતા જશો, ભાવ જેટલો હૃદયમા નીતરશે તેટલો લાભ છે પણ એ તો કરતા કરતા સમજાઈ જવાનુ છે જે કઈ સમજણ, અનુભવ થયા છે તે પણ એની કૃપાથી ભાવથી ભાવ પ્રકટે છે એવો અનુભવ સને ૧૯૩૯ પહેલાં મને થયો ન હતો

### સદ્‌ભાવનું પ્રચંડ બળ

શ્રી દત્તાત્રેય ગુરુજીએ ૨૪ ગુરુ કરેના તેમા માનવી જાત કરતાયે નીચી કોટિના તે જીવો હતા છતાયે એમનામાથી તેઓ જીવનતત્ત્વને પામ્યા એમા મહત્તા ને ખૂબી તો તેમની પોતાની હતી એજ્યે એ રીતે પણ જે ખૂબી કે મહત્તા આ જીવમા તમને લોકોને જણાશે તો તેમા સાચુ મહત્ત્વ તો તમારી સાત્વિક કેળવણીની દષ્ટિ ને ભાવનાનુ હશે કોઈનીયે પરત્વેની કેળવણીની સદ્‌ભાવનાની ભાવના કેવી રીતે કયા કયા કેવુ કેવુ કામ કરે છે, એની જો આપણને યથાર્થપણે ગતાગમ પડે તો આપણને ભારે નવાઈ લાગે

### દોષમુક્તિની રીત

તમે વિગતવાર સમાચારો લખો છો તે તો ગમે છે પોતાના દોષો પોતાની મેળે જડે અને તેમા રાચવાનુ મન ન થાય એટલુ જ નહિ પરતુ તેમા પ્રવેશવાનુ થતા મનને અડવુ-અડવુ લાગે ત્યારે તે ઉપયોગનુ છે બાકી તો દોષ જણાય પણ તેનુ નિવારણ ન થાય, તો તો ઠેરના ઠેર જો સાચી પ્રેમભક્તિથી, શરણાગતિથી, પ્રભુની ભક્તિ થઈ તો તેમા બધુ જ ઓગળી જવાનુ છે પાપ પુણ્ય કશુ રહેવાનુ નથી પાપ પણ બધન તો છે અને પુણ્ય પણ બધનકર્તા છે પરતુ આપણે તો પાપ પણ કરવુ નથી ને પુણ્ય પણ કરવુ નથી આપણે તો જે તે બધુ શ્રીપ્રભુપ્રીત્યર્થે કરવાનુ છે

### સદ્‌ભાવનાનુ મહત્ત્વ

જે સાધકને પોતાના દોષો જણાતા હોય તે સાધકે વધારે ચેતવુ દોષના વારવાર વિચાર ન કરવા એના કરતા તો ભગવાનની ભક્તિમા મન પરોવેલુ રહે એ વધારે ઉત્તમ છે માત્ર દોષો ખોળવાને જ મથવાનુ નથી એમા કશી ઉતાવળ કરવાની જરૂર નથી એમા શુ બગડી જવાનુ નથી અને ધારો કે કોઈ રીતે એથી અચકાવાપણુ થયુ તો જો ભક્તહૃદયવાળો તે સાધક હશે અને જો તે જાગ્રતિ, દઢતા ને

આસ્તેનીસાઝી ભ્લો હશે, તો તે તો તેની વેળાએ ચેતનાનો ને પોતાના અંત ના ભાવમા આસાને પ્રભુકૃપાથી ઉધન થવાનો અને રહેવાનો. એટલે દેવ પ્રતિ દુર્લક્ષ કરવાનુ નથી તેમ છના દોષોને ટાળવાનો જ માત્ર પુરુષાર્થ કરવાનુ એ તો દોરુ કોરુ કર્મ છે એના કરતા સદ્ભાવનાથી ભાળ્જેવુ કૈયુ રહે તો અર્થ કંઈ મૂનકુ મૂનકુ વર્ધા કરે

### ઊર્મિ લાભકારક છે

તમે જે ઉર્મિથી કવિતા લખો તે વાચીને હું તો કહ્યો કોઈ ન માની શકે કે તમે કવિતા લખી શકો જ્યારે જ્યારે લાગણી જન્મે ત્યારે આવી પ્રાર્થના (દયના ઊંડાણથી, ભાવથી કર્યા કરતા રહેવાથી ઘણો ફાયદો થાય છે

આ કાગળમા પણ તમને તમારા દોષો જોવાના છે અને તમે તે જણા-વ્યા પણ છે તે ઘણુ ઉત્તમ છે તો ને લક્ષમા રાખ્યા કરી એનાથી દોરવાઈ ન જવાય તે બાબતમા જાગ્રતિ, સવચેતી ને દઢતા રાખ્યા કરવાનું છે.

### ચેતનાઆકળનુ ગૂઢ કાર્ય

કરોળ્ડીની પરી આવેની આમર ગખજે બાપુ ।

એવી પ્રાથના નખેની ને તે પછી આપણે ડૂબતા બચીને આવેના ને હેમતભાઈએ રેડિયોની સ્વિચ ખેનતા જ

જનથન મૂસ મચાઈ ભક્તજનોની લાજ રખાઈ

એવુ તુરત સભળાયુ, એ બન્ને એક પ્રકારના co incidents હોય—કાગનુ બેસવુ ને તા નુ પડવુ એના જેવુ હોય—પણ જીવનમા જ્યારે એવા ઘણા co incidents બને એટલે કે એવા ઘણા યોગાનુયોગ થાય, ત્યારે એમા ક્યાક સાકળ છે એવા અનુમાન ઉપર કોઈ ભાઈ આવે ને એને એવા હકીકતપણામા માને તો તે માત્ર કલ્પના છે એમ ન કહી શકાય ને એમાને માટે શ્રદ્ધા-વિશ્વાસ પ્રત્યક્ષ પણે તે વધારનારુ થઈ પડે છે પણ એવા યોગાનુયોગની પરંપરામાં ગૂઢ ચેતનાસાકળ નિહાળવાની જે જીવની દૃષ્ટિ ને વૃત્તિ એવા

પ્રકારની બનેલી હોય તેને એવા યોગાનુયોગ પેલી ચેતનાને આભારી છે તેવું લાગે છે, જો કે હકીકતમાં તેવું નથી હોતું એવું તો નથી; પરંતુ બીજાને એવું ન સૂઝે જે પેલાને સૂઝે. આપણાં શ્રદ્ધા-વિશ્વાસ એથી કરીને નિષ્ઠામાં પરિણમે છે. પ્રતીતિમાંથી અનુભવના ક્ષેત્રમાં આપણે ક્રમશઃ પછી અવતરતા જઈએ છીએ; ને એમ થયા પછી આપણાં શ્રદ્ધા–વિશ્વાસ કદી ડગવા પામતાં નથી તે જાણશોજી.

### ખુલ્લા મનની અગત્ય

તમે કાગળ લખવાના હો તો તે પહેલાં ...ને તમારે જણાવવું કે સાથે તે પણ લખી શકે. એમનું મન દંડું જોઈને મનમા ગ્લાનિ થાય છે. એમને મારા વતી વિનંતી કરશો કે કંટાળવાનું કામ આમાં નથી. આમાં તો અપાર ધીરજ, હિંમત, સાહસ, બળ વગેરે દાખવવાનાં છે. પોતાની માનેલી સમજને પકડી લઈને બેસી રહેવાનું કામ આ માર્ગમાં નથી. એવી સમજણોને આગ્રહથી બળજબરીથી પકડી રાખવામાં ઊલટો ઉદ્વેગ વધવાનો છે. માટે ખુલ્લું મન રાખ્યાં કરે તો ઉત્તમ. જે પોતાને પૂરેપૂરો સમજી જશે એને બીજાને સમજતાં વાર લાગવાની નથી.

---

હરિઃ ૐ    બાર, તા. ૪–૧૧–૪૨.

### દરેક પ્રસંગમાં ગૂઢ હેતુ

તા. ૨૮–૧૦–૪૨ ના કાગળમાં તમે જે પ્રેમ વિષે વિવરણ કરીને લખ્યું છે, તે વાંચીને ખૂબ ખૂબ રાજી થયો. એક તો કવિવર શ્રી. ટાગોરનું લખાણ, એની ભૂમિકા, એની ખૂબી, એનું રસલાલિત્ય, તે ઉપરાંત એનું જીવનરહસ્ય, એનું (એટલે લખાણનું) હાર્દ—એ બધું આપણને સમજાય છે, કારણ કે તે તે બધું એવા પ્રકારની સર્વસામાન્ય ભૂમિકાની કક્ષા પર ઊભા રહીને આપણે તે તે બધુ

અનુભવીએ છીએ તમને એ પુસ્તક જેણે ભેટ આપ્યું છે એણે કેટલા ભાવથી આપ્યું હશે! એ પ્રેમભાવનાની કદર તેર વર્ષ બાદ આજે આપણે હૃદયથી સાચી રીતે કરવાને કદરદાન થઈ શકવાના એનો આટલો સાત્વિક ઉપયોગ સુંદર રીતે આપણે કરી શકીશું એનો તે વેળા એમને કે આપણને ખ્યાલ સરખો પણ નહિ હોય પ્રભુકૃપાથી જે કંઈ મળે છે એમાં વાસ્તવિકપણું અને કોઈ ગૂઢ હેતુ રહેલા છે એમ જે અનેક વાર લખેલું છે એને માટે આના કરતાં બીજો વધારે મોટો પુરાવો લેવા કયાં જવું?

## પ્રભુના કૃપાકિરણનો જ પ્રભાવ

હૃદયનું ગૂઢત્વ (mysticism) આ જીવના પ્રેમને આભારી છે એમ તમે માન્યુ છે, પરંતુ એ બધું કંઈ આ જીવે સાંભળવાનું હોય જ શાનું? પ્રેમ એ તો આત્માનો પ્રકાશ છે, પમરાટ છે આત્માના ચેતનમાં તો અનંત પ્રકાશ છે એ તો સગુણ ને નિર્ગુણ, બન્ને, જેમ હોઈ શકે છે તેમ એવો કોઈ ભક્ત, યોગી, આત્માર્થી હોય તે તેવા ગુણોનો પ્રકાશ ન બનાવતા છતાયે કેવોયે પ્રેમી હોઈ શકે છે! એને એ હિસાબે આ જીવનું તો મીડું જ ગણાય કશુયે એનામાં માની લેવાપણું રાખવાનું નથી, એનાથી કરી જો કંઈ આપણામાં સદ્ભાગ્યે એની કૃપાથી કશું ઉદય થઈ શકતું અનુભવી શકતા હોઈએ તો તે આપણા જીવનના ઊર્ધ્વમાર્ગી પુરુષાર્થના પરિણામરૂપે જે તે બધું છે આપણા જીવનનો વિકાસ ગમે તેટલો ઉચ્ચતમ બને તોયે એમાં જો ભૂલેચૂકે પણ મારું કંઈ માની લઉં તો તો તે આ જીવની નરી પામરતા જ ગણાય આ બધું હકીકત રૂપે છે મહત્ત્વ, ખૂબી, અનુભવવાની દૃષ્ટિ ને વૃત્તિ આપણે કેળવ્યાં કરીએ એ બાબતમાં કેટલીક વાર જે કહેવામાં આવે છે તે તો એનો કૃપાકિરણનો પ્રભાવ તેથી કરીને આપણા અંતરમાં સ્ફુરે અને એમાં નિષ્ઠા પામીએ તેટલા પૂરતું જ એવો પ્રકાશ આપણે વધુ પામવાને

વધારે યોગ્ય સાધન બની શકીએ એવી જ ભાવના એવુ કહેવા પાછળ રહેલી છે, તે જાણશોજી એટલે એવી બાબતમા જે કઈ લખાયેનુ હોય તેને તે રીતે સમજવાની વિનતી છે

## પ્રેમ તો નિરપેક્ષ છે

હૃદયમા પ્રેમ ઉદ્ભવે છે ત્યારે તે ચાહ્યા વિના રહી શકતો નથી. કારણ કે એ તો એનુ લક્ષણ છે એથી કરીને પ્રેમી જ્યારે ચાહે છે ત્યારે તે વધારે કશુ કરતો હોતો નથી એણે તો નિરપેક્ષ રીતે ચાહવુ જ પડે છે

## જીવનસાથીને અવગણો નહિ

આ બધુ તમે બન્ને સમજતા હશો જો બહેનને નહિ સમજાવ્યુ હોય તો તે તમે ભારે ગેરલાભ કર્યો ગણાશે આવી બધી હકીકત તેમને સમજાવવી જોઈએ આવુ બીજુ કે એવા ભાવનુ જે કઈ તમે વાચો, સમજો ને તેથી કરીને જે કઈ સમજણ મેળવો તે એમને મહેનત કરીને પણ, ખાસ વખત કાઢીને પણ, બધુ સમજાવવાનુ કૃપા કરીને મારી ખાતર–મને મદદ કરવા ખાતર–મારુ કામ કરો છો એ ભાવે તે કર્યા કરવાનુ રાખશોજી એમા ભૂલશો નહિ એ ઘણુ જરૂરનુ છે એમને તો જ હૃદયમા ઊતરશે કે, 'મોટા જે કઈ પ્રેમભાવની હકીકતો કહે છે તે ને કવિવર શ્રી ટાગોર જેવા આ બાબતમા જે લખે છે તે તો સરખુ જ છે ને આવા મોટા માણસો પણ તેમ જ કહે છે ત્યારે તો તે એક પક્ષીય ન હોઈ શકે ' આમ થાય તો એમણે માની લીધેના પ્રેમની સમજનો ભ્રમ ભાગી જતા વાર લાગવાની નથી

## શુદ્ધ હૃદય વિના પ્રેમી ન થવાય

"પ્રેમની ભાવનાનો બુદ્ધિથી કે સમજણથી ખ્યાલ સાચી રીતે આવી શકતો નથી જ્યા સુધી આપણા હૃદય એટલા ઉદાત્ત, ઉદાર ને મહાનુભાવી થયા હોતા નથી, ત્યા સુધી સાચા પ્રેમની ભાવનાનો ખ્યાલ ને તેની કદર કદી પણ થઈ શકતા નથી તે હવે સમજાતુ જાય

छे," ए जाणी कोने आनंद न थाय? आपणे जे कई अतरनु कमा ईए तेनो लाभ बहेनने आप्या करवानो छे एनो लाभ ए ले के न ले एनो ख्याल सरखोये आपणने तो ऊपजवो ज न घटे अतरनी प्रगटेनी सद्भावनाना हेतुना बीज आपणे धारीए छीए एना करता घणा ऊडा पडता होय छे कोकने कोक दिवसे ते ऊगी नीकळशे आपणे तो आपणा पोतामा श्रद्धा-विश्वास जीवता राखीने एनी प्रवृत्तिमा रहेवानु छे

### परिवर्तन थाय, पण वार लागे

त्राटक करती वेळाए हरि ॐ बोलवानु सूझ्यु छे ते सारु छे आपणे हृदयना ऊडाणमा ज्यारे गया होईए ते वेळानी स्थितिमा एकाग्रपणे भावनाथी जे कई बोलाया करे ते ते बधु ऊडु ऊतरवानु छे तो ते चालु राखशोजी आपणा साधनोनी साधनाथी आपणामा जरूर फेर पडतो जतो होय छे, एनी गति आपणने एकदम समजाती होती नथी एटलु ज बाकी फेर जरूर पडतो जाय छे ने ए विषे तमे तमारा कागळमा पण लख्यु छे आपणे जेवा थवु छे एना जेटलो तो फेर एकदम केम सभवी शके? पण ए तो एम करता करता ज थया करवानु छे संपूर्णपणे रूपातर एकदम थतु होतु नथी एक रातमा जीवन पलटाई जई शके नहि "एक क्षणमा बधु पलटाई जाय छे, एम जे केटलीक वार कहेवामां आवे छे तेमा अतिशयोक्ति छे जेम जेम आपणा बधानी जीवन विकास परत्वेनी समजण वधती जाय छे तेम तेम मने तमारा बधामा घणो रस प्रेम उत्साह वेग खत आनद सहानुभूति ए बधु मारामा ते ते जीवो परत्वे वधतु जाय छे ने एनो पडघो जे ते कई जीवोनी प्रवृत्तिमा पड्या विना रहेतो नथी

### आपणु उपयोगीपणु वधशे

आपणा जीवननो विकास जेम जेम थया करे तेम तेम आपणु

### પ્રાર્થનાનો નાદ સભળાય છે

હાલની રાજનીતિમા સામાવાળાની નીતિ જાણી લેવા માટે કેટલીક વાર feelers (પ્રયોગાત્મક ચકાસણી) મૂકવામા આવે છે ને તેની રીતે સામા દેશની રાજનીતિના વલણને તેઓ સમજવાને પ્રયત્ન કરે છે જો કે રાજનીતિમા તો તે એક ચાલબાજીનુ પગનુ હોય છે, પણ અહી તો તે, તે રીતે થયુ નથી હૃદયની શુદ્ધ ભાવનાથો જ તેમ થયુ હતુ તે લખવાની કઈ જરૂર હોય ખરી કે? તેમા પ્રભુકૃપાથી આ હૃદયનો સપૂર્ણ પ્રેમભક્તિપૂર્વકનો પ્રાર્થનાનો ભાવ છે સાધનાની ઉચ્ચતમ અમુક પ્રકારની કક્ષામા તો નામ-રૂપ લય પામી જાય છે, તેમા જ્યારે અમુક પ્રકારના હેતુનો ઉત્કટ ભાવ પ્રગટે છે ત્યારે તે પ્રાર્થના જરૂર સભળાય છે, જેમકે સિદ્ધાર્થને મળેના દર્શનની હકીકત

### ધન્ય ઘડીનો ઉત્તમ ઉપયોગ કરો

અતરની અભિલાષા પોષતી અને સર્વ રીતે અસર પ્રસારતી ધન્ય ઘડી ઝડપથી પાસે આવે છે ભગવાન આપણને એની કરુણા અને કૃપા-પ્રેમથી નવાજીને એના દિવ્ય કાર્યનુ યોગ્ય સાધન બનાવો, એ પ્રાર્થના।

દર્શન થયા બાદ દર્શનમાથી ઊપજેલી ભાવનાને બીજાઓ સાથે હળીમળીને, કે વાત કરીને વેરવિખેર કરી આપણે વેડફી નાખવી નહિ દર્શન પહેલા ને દર્શનના પછીના સમયમા ધ્યાન કરવા બેસવુ આ જીવ તીર્થમા ફરતો ત્યારે એમ્બરામ જેવો જ રહેતો બીજી કશી ઉપાધિ મનમા મનથી રાખતો ન હતો એક જ રટણ ને એક જ કામ ઘણા લોક જે દર્શન માટે આવેલા હોય છે તેમને દિનમા તેની ગભીરતા પૂરેપૂરી જાણેલી હોતી નથી એનુ મહત્ત્વ ને રહસ્ય પણ પૂરેપૂરા કેમેના હોતા નથી પરતુ આપણે તો આપણી રીતે તેનો પૂરો લાભ લેવાનુ રાખવાનુ છે બીજા બધાથી જુદી રીતે, બધાથી અનોખી રીતે રહેવાનુ.

વર્તવાનું રાખીને હૃદયમાં એકાગ્ર ને કેંદ્રિત થયા કરવાનું છે. હવે તો કોઈ સાથે બોલવાકરવાનું રાખવું નહિ. શાંતિ, પ્રસન્નતા, સમતા, તટસ્થતા જ્ઞાનપૂર્વક રાખી રાખીને ધ્યાનસ્થ રહ્યા કરવાનું છે.

---

હરિ: ૐ દ્રીચી, ૨૦-૨-૪૭

### સદ્દગુરુની આર્જવભરી પ્રાર્થના

અંતરની આરજુભરી પ્રાર્થના છે કે એકધારા, નિરંતર, સતત, હૃદયના પૂરા ભાવથી પ્રાર્થનાભાવમાં રહો. આ બેઉ દિવસ તે જ પ્રકારના તાર મેં તમને મૂક્યા છે. એનું મહત્ત્વ સમજજો.

સર્વ પ્રકારના સંકોચ દૂર થયા વિના આપણામાંથી ભય નીકળી શકવાનો નથી. જેમ જેમ અનેક પ્રકારના સંકોચ દૂર થતા જાય છે, તેમ તેમ હૃદયની મોકળાશ પ્રગટતી જવાની.

### દષ્ટ-અદષ્ટનો દૈવાસુર સંગ્રામ

સાધકના જીવનના પ્રત્યેક કર્તવ્યમાં એની ચૂક તથા યુદ્ધ બને રહેલા છે, Known ( ચેતન ) અને unknown (અચેતન) વચ્ચે એક સતત યુદ્ધ ચાલી રહેલું હોય છે, પરંતુ સાધકને તેની ગતાગમ પડેલી હોતી નથી. એનો એ રીતે તે સ્વીકાર કરી શકતો નથી. કાં તો એ પોતાની કોઈ સમજણને અંગે તેમ થવાવાનું સમજે છે કે તે સ્વભાવ અંગે કે કોઈક એવા કારણો તે આપી દે છે.

ચેતન હમેશ ઈચ્છે છે કે અચેતન એને જીતી ન જાય. ચેતનને અચેતનમાં પૂરેપૂરો પ્રવેશ પામીને ત્યાં સંપૂર્ણપણે વ્યક્ત થવું છે. અચેતન એક ઈંચ પણ એમને એમ મૂકી દેતું નથી. અહીં ચેતનાનો અર્થ જેટલો વિસ્તારીએ તેટલો ઓછો.

સાધનાની ઉત્તરોત્તર કક્ષામાં અનંત પ્રકારના સંગ્રામ પ્રકટે છે. એમાં જીવ હારતો, જીતતો, અંતરની શક્તિને વધારતો એક એવી

નિર્ણયાત્મક અને નિશ્ચયાત્મક સ્થિતિ પર પ્રકટે છે કે જે વેળા પછીથી એની શક્તિમે ક્યાંયે હારવાપણું રહેતું નથી. એવી રીતે તેની આંતરિક શક્તિ સતત બઢતી રહેતી હોય છે. સાધનાની કક્ષામાં તેની આંતરિક શક્તિ કદીક હાર પામતી જણાય, છતાં એ હારને વશ થઈ જતી હોતી નથી. આવા પ્રકારના આંતરિક યુદ્ધનું પ્રતિબિંબ બહાર પણ પડતું હોય છે ને એની અસર પણ છે.

**પૂર્ણ નિઃસ્પૃહતા પછી જ ચેતનમાં પ્રવેશ**

આપણે ભગવાનનો ભાવ મેળવવો છે એ પણ એમ તો એક 'desire' ઇચ્છા થઈ. પણ અંતે તો એ પણ નિર્મૂળ થઈ જવાની. કોઈ પણ ઇચ્છા રહેલી ન હોય, કોઈ પણ જાતની સમજણ, કલ્પના, માપ, ગણતરી, રાગદ્વેષાદિ દ્વંદ્વો રહ્યાં ન હોય,—એ બધાયે જતાં રહે, એ બધાંથીયે સંપૂર્ણ મુક્તિ મેળવાય—તો જ ચેતનાના અનુભવના પ્રદેશમાં પ્રવેશ કરી શકાય. ત્યારે કંઈક અનુભવ થવાની દશામાં પ્રકટેલા ગણાઈ શકાઈએ, બાકી તે વિના આપણું જીવન અધુરું છે એમ સમજીએ

**ચિરસ્મરણીય સંસ્મરણ**

આપણા જીવનમાં આ શુભ ધન્ય દિન સદાય સ્મરણીય રહો! સદ્ગુરુના ચરણકમળની પગલીઓ આપણા હૃદયમાં અંકિત રહો. નોકરને દર્શન આપવા માટેની વિનંતીના પત્ર સાથે દસ રૂપિયા મૂક્યા તેનો વાંધો ન હોય, પણ એની પાછળ જે ગણતરીઓ રહેલી છે તે પર ઘણો આધાર છે, એટલે એવું ન થયું હોત તો ઠીક. પરંતુ થઈ ગયા કેડે તેનું રહ્યા ન કરે, તે સાધકે ખ્યાલમાં રાખવાનું છે.

**શરીરની આળપંપાળ**

આ શરીરનું વજન ૯૮ થઈ ગયું છે. હવે પાછું ઠીક થવા લાગ્યું છે. ગઈ કાલ બપોરથી સારું છે. શરીર પર જ જે સાધક લક્ષ રાખ્યા કરે એનો કશો પત્તો ખાય નહિ. શરીરનો ધર્મ તો વધવા-ઘટવાનો છે. તેની આળપંપાળ ન થાય.

### ભાવ ખાતર જ ભાવની અગત્ય

પ્રત્યેક કર્મની પાછળ અંતરસ્થ ભાવના કેવી ને કેટલી જ્ઞાન-ભક્તિપૂર્વક જાગ્રતપણે હોય છે, એના પર જ બધો આધાર રહે છે. સોનાના કટકાને જોરથી ભાર દઈને કસોટી પર ઘસવાથી એના ટચમાં જરાક જેટલો કંઈક વધારો પ્રગટે છે, તેવું કર્મમાં પણ સમજવાનું છે. જો કે આ ઉપમામાં પૂરતી યથાર્થતા નથી સોનાને કસોટી પર વધારે ભાર દઈને ઘસવાથી માત્ર રજ જેટલો ફરક પડે, પરંતુ કર્મમાં તો ભાવનું જેટલું વધારે લક્ષ દઈને મહત્ત્વ આપીએ તેટલો કર્મમાં ફરક પડે છે કર્મ મહત્વનું નથી, તેની પાછળની ભાવના કેવી ને કેટલી છે તે મહત્ત્વનું છે. એટલે આપણે તો પ્રત્યેક કાર્યની પાછળ ભાવનો જ ખ્યાલ દૃઢપણે રાખ્યા કરીએ ને તે પણ કોઈ પણ પ્રકારની અપેક્ષા વિનાનો, હેતુ વિનાનો, ભાવ ખાતર જ ભાવ રાખીએ તો આપણું કામ આગળ ધપે.

### સાચી ભાવના એળે નથી જતી

જ્યારે જ્યારે ઉત્તમ ભાવવાળી એકાગ્રતા જામે છે ત્યારે ભ્રુકુટિમાં એવું થાય છે તેવી વેળાએ ધ્યાનમાં બેસવાનું કે નામસ્મરણ કરવાનું સૂઝે તો તે ઊંડુ જાય. તમને એક વાર ભ્રુકુટિએ લક્ષ રાખીને ધ્યાન કરવાનું સૂચવેલું, પણ તે ફાવી શક્યું ન હતું હવે તમને થયેલા અનુભવથી તે સમજાયું હશે અનુભવ વિના આવી બાબતો સ્પષ્ટપણે સમજી શકાતી નથી ભગવાનની પાસે ખરા દિલથી પ્રેમભક્તિપૂર્વક જવાને જે મથે છે, એને તે સ્વીકારવાનો જ છે જે ભાવના જીવનમાં મળેલી છે એને હૃદયમાં ઉતાર્યા કરશો, વર્તનમાં પ્રગટાવશો. ભાવના વર્તનમાં પ્રત્યક્ષપણે ન પ્રગટે ત્યાં સુધી પૂરી ખપની નથી. ભગવાનને શરણે જવાથી કશું બગડતું નથી એની ખાતરી રાખજો. એના ચરણકમળે હૃદયના ઉમળકે સમર્પણભાવે (કશીયે અપેક્ષાની દૃષ્ટિ, વૃત્તિ વિના) જે જે આપ્યું હશે તે તે બધું ભગવાન કંઈ પોતાની પાસે રાખવાનો નથી, ભક્તને તેનું વળતર જરૂર મળ્યા કરે છે. સાચી

રીતની પ્રેમભક્તિજ્ઞાનપૂર્વકની ભાવનાથી થતી જતી સાધના વડે શ્રદ્ધા, વિશ્વાસ, બળ, ઉત્સાહ, હિંમત, ધીરજ વગેરે વગેરે ગુણ પ્રગટ્યા કરે છે. યોગ્યપણે સાધના થયે જવાનાં તે માપ-લક્ષણ છે. આપણે સાધનામાં પ્રવેશવાનું કર્યું છે, તો તેની યોગ્ય રીતે ને ભાવનાએ વર્તવાનું છે. કુમળા છોડને સંભાળવાનો રહે છે. એને જળસિંચન કરવું પડે છે, નહિતર તો એ સુકાઈ જાય. માટે સંભાળ રાખ્યા કરશો.

### સ્ત્રીહૃદયની શક્તિ

જગતના જીવનમાં આપણને સ્ત્રીહૃદયશક્તિનો અનુભવ થયો નથી. પુરુષ ગમે તેવું ભલેને કરતો હોય, પણ એની પાછળ સ્ત્રીની સૂક્ષ્મ ભાવના કામ કરી રહેલી હોય છે. કર્મમાં પ્રેરાઈ શકાવાને કાજે કોઈ ને કોઈ ભાવના તો હોય છે જ. સૂક્ષ્મપણે ને સ્થૂળપણે સ્ત્રીહૃદયશક્તિની અસર પુરુષના જીવન પર થયા વિના રહી શકતી નથી. પુરુષ કે સ્ત્રી, કોઈ ક્યાંયે પણ પોતાની એકાંતિક ભાવના વડે કશામાં પરોવાતું નથી.

---

હરિ : ૐ ટ્રિચિ, તા. ૨૨-૨-૪૩

### અપ્રતિમ દિવ્ય અનુભવ

ગઈ કાલે તાંજોર છોડ્યા પછી આનંદની લહેર વધવા લાગી. બ્રહ્મરંધ્રમાં અંદરબહાર બધો પ્રદેશ ખુલ્લો થઈ ગયો. રોમેરોમમાં આનંદ આનંદના ઉત્સવનું થનગનાટ કરતું નૃત્ય પ્રસરેલું હતું. તેવું અત્યંત ઉત્કટ માત્રામાં પોણો કલાક હતું. ત્યાર પછી થોડુંક ઊતરતું હતું, તે રાત્રે પાછું ચઢતું હતું. જો કે ક્રિયા સળંગ, પ્રશાંત, સક્રિય, વેધક, છંદોમય અને સુખદ હતી તો પણ તે પીડા કરતી હતી; કારણ કે જ્યારે પસાર થતી હતી ત્યારે તેને પોતાનો માર્ગ કરવા માટે કંઈક સખત ગાંઠ કાપવાનું બનતું હતું. આમ છતાં અતિશય આનંદને

પડવું એનું આંતરિક ગૂઢ રહસ્ય પણ હોવા સંભવ. એવી એની શકયતાનો સ્વીકાર કરીએ. એ પરત્વે ખુલ્લું મન રાખીએ તે પણ જરૂરી છે. એ માટે–એનાથી પરિણમતા ફળ માટે–નમ્રતા ને કદરભાવ પણ આપણે રાખીએ. પરંતુ એ થયું તે તેમ જ થયું છે એવું હાલમાં ભલે ન માનીએ પણ કોઈક કાળે આપણને તે સમજાય પણ ખરું. ભગવાનનો ભાવ જ્યારે કામ કરે છે અથવા તો આપણા આધારમાં તે સ્પર્શતો હોય છે, ત્યારે તે ને તે કાળે તેનું પરિણામ નીપજે એવું ન પણ બને. એની યોગ્ય અસર થવાપણાનો આધાર આપણા પર પણ રહે છે.

આપણે ઝટ ઝટ, ને હકીકત કરતાં વધારે પ્રમાણનું માની લેનારા ન થઈએ અને સાથે સાથે એ દિવ્યશક્તિની શકયતાઓને અશકય પણ ન ગણી કાઢીએ.

## સદાય ગતિમાન રહેવું

અમુક દશા થતાં સાધક પોતામાં પોતાનું થતું મરણ ને જીવન સંમજી શકવાની ભૂમિકામાં પ્રકટે, ત્યારે તે પરત્વે પણ એનું લક્ષ ન રહેતાં, પ્રત્યેક સ્થિતિમાં ફેરફાર થતો જવાનો છે, એમ સમજીને કયાંયે એણે સલામતી ભોગવવાની હોય નહિ; ને એણે એકમાંથી બીજામાં ને બીજી અવસ્થામાંથી ત્રીજીમાં એમ ગયા જ કરવાનું છે. પરંતુ તે સાથે સાથે તેમાં પણ કયાંયે ભેરવાઈ પડવાનું નથી. એમ જતાં જતાં ને એમ જે તે બધાં પરત્વે તટસ્થ રહેવાયા જતાં આપણે ભાવની ઉત્તરોત્તર ઉત્તમ કક્ષામાં પ્રગટતા જઈએ છીએ.

## લેખકની ઉત્કટ હમદર્દી ને શુભ વાંછના

તમને બધાંને હું જે કહું છું તે આ જીવનની પોતાની પ્રત્યક્ષ અનુભવની સાબિતી વિના કે માપ–લક્ષણ વિના કહેતો નથી. તીર્થના આ ગાળાના સમયમાં તમારા બધાંમાં મન ખેંચાયલું હોવાથી શરીરનું વજન જે ૧૦૮ રતલ હતું તે ૯૮ થઈ ગયું છે. આનું મહત્ત્વ તમે બધાં

કારણે દુઃખ હોવા છતાં લાગતું ન હતું: અને છતાં તે દુઃખના અનુભવનું ભાન તો હતું જ.

ઉપર્યુક્ત અનુભૂતિની લાગણીઓ, મારામાં ને મારી એમ પારસ્પરિક હતી અને છતાં તેનું હું તટસ્થ ભાવે એકલો અનુભવું છું. એકી સાથે ત્રિવિધ ક્રિયાઓ, અને સાક્ષી, ચોથો; તેમ છતાં ચારેની એકરૂપતા–એકસામ્યતા–એકરસતા એકમાં જ અનુભવાતાં હોય, એવો તે લીલા ખેલ હતો. એ તો આપણા હૃદયમાં બીજા પરત્વે જે હૃદયનો પ્રેમ હોય છે, એ પ્રેમમાં જેટલા પ્રમાણમાં એકરૂપના હૃદય હૃદય વચ્ચે જામવા માંડે છે ત્યારે એવું અનુભવાયા વિના રહેવાતું નથી, તે જાણશો. એમાં કંઈ કશાં મહત્ત્વ કે મહત્તા હોય તો તે પ્રેમનાં છે.

આ સ્થિતિ તમને બધાંને લક્ષમાં રાખવાને કારણે જ્ઞાનપૂર્વક એની કૃપાથી કરવાનું બન્યુ હતુ. આટલું લખી રહેતાં પ્રિયથી પ્રિય ચંદ્રકાંતભાઈનો કાગળ મળ્યો ને તેમાં તમોએ પ્રિય જે તાર કરેલો: "દર્શન બપોરે ત્રણ વાગે થશે. હૃદયના પ્રણામ:" તે વાંચ્યો, આનંદ થયો.

**નોકરને દર્શન**

નોકરને, નોકર હોવાના કારણે જ, ત્યાં દર્શન નથી મળતાં; એ હકીકત માન્યામાં ને સમજવામાં ઊતરી શકતી નથી. સાથે આવેલા નોકરને ત્યાં દર્શન નથી મળી શકતાં એમ જે કહેતા હોય તે સાચું છે, એમ માનવાને કશું કારણ નથી; તથા ત્યાંના સાધકો સાધના અંગે જે બધુ કહેતા હોય તે પણ તેમની તેમની આગવી સમજણનું હોય, તેમ પણ બને. આપણે તેથી દોરવાઈ જવું નહિ. તમારાં નોકરને દર્શનનો લાભ નહિ જ મળે એમ માનવાને કશું કારણ નથી. એને પણ દર્શન હવે પછી મળશે. *

હરસ ન હોવા છતાં તમને હરસ થયા હોય એવી રીતે લોહી

* આજ નોકરને બીજે વર્ષે દર્શન કરવાની રજા મળી હતી.

સમજજો ને ત્યાં એવો એકાગ્ર ને કેન્દ્રિત ભાવ પ્રગટાવજો. અમારે લિયે તો તે સ્થળ સાથે કશી જુદાઈ નથી

ધ્યાન દ્વારા આપણને ત્યાંથી કંઈક વધારે મળવા સંભવ છે તે જરૂરી આનંદાશ્રમમાં જપ ઉપર વિશેષ મદદ હૃદયની ભક્તિથી આપજો

---

હરિ ૐ ત્રિચિ, તા ૨૪-૨-૪૩

શિખરિણી મંદાક્રાન્તા

ઊંડું કે હૈયામાં હૃદય સરસા એક ભાવે રહીને<br>
મથ્યા રહેવું તેવું ઉર ઉમંગો આણીને આણીને તે,<br>
સ્વભાવે જે લાગે સરસ-નરસું એથી સ્થિર ચિત્તે<br>
-રહીને તાટસ્થ્યે વરતવું રહ્યું, ભાવ જેથી વધ્યો રહે

### ખુલ્લા થવાપણું

તમને જે મુંઝાવવાપણું લાગેલું છે, તે અંગે તા ૨૩-૨-૪૩ના કાગળથી જો ખુલાસા જેવું થઈ ગયું ન હોય તો જરૂર પુછાવશો કશું પણ મનમાં રાખશો નહી નોંધ કરી રાખશો ને રૂબરૂ પૂછી લેશો મારી આપેલી સમજણથી પણ હૃદયથી જો તે ન સ્વીકારાય તો એને એને અડપું કરવાનું ન જ રાખવું પરંતુ એનો સ્વીકાર કરવા માટે આપણું હૃદય તો ખુલ્લું રાખવાનો પ્રેમથી પ્રયત્ન કરતા રહેવું

### થવાપણું

આ માર્ગમાં જેટલું વધારેમાં વધારે ખુલ્લું રહેવાયા જવાય તેટલું વધારે ઉત્તમ છે સંપૂર્ણ તાટસ્થ્ય પ્રગટ્યા વિના ખુલ્લું રહેવાનું અશક્ય છે ત્યાં સાધકને માત્ર જે ખુલ્લું રહેવાનું કહેવામાં આવે છે તે વાત તો સાચી છે પરંતુ કેટલામાં ત્યાં એવું સંપૂર્ણ તાટસ્થ્ય પ્રગટેલું હશે! ખુલ્લા થવું કે ખુલ્લા રહેવું એ એમ ને એમ તો શક્ય નથી તે પણ માગી લે છે જ્ઞાનભક્તિપૂર્વકની તે

પરત્વેની સપૂર્ણ જાગ્રતિ જો પૂરેપૂરુ ખુ'નુ થવાય તો તો સાધનાનુ કામ સરળ બની શકે ખુલ્લા થવુ એટલે જીવ પ્રકારની સમજણ, રીત, માન્યતા, ટેવ, આગ્રહ તથા અનાદિ કરણની પ્રાકૃતિક ધર્મથી મુક્તિ આવુ ખુ'ના થવુ તે જ્ઞાનપ્રકારનુ ખુલ્લા થવાપણુ ગણાય એવુ ખુ'ના થવાપણુ એટલે જ્ઞાનાત્મક શરણાગતિ એવુ ખુ ના થવાપણુ એટલે જીવનુ જીવપણુ ટાળવાની મગળમય પ્રાથમિક ભૂમિકા ખુલ્લા થવુ એટલે જીવ પ્રકૃતિએ જીવ પ્રકૃતિમાથી મુક્તિ મેળવીને ચેતનના પ્રદેશમા પગના માડવાના મગળાચરણ ત્યાના સાધકને એમ જે કહેવામા આવે છે-એમ સાભળ્યુ છે-કે 'અહી તો માત્ર ખુ'નુ જ થવાનુ છે, એટલે બીજુ બધુ કામ થઈ રહેશે,' તે જો ઉપરના અર્થમાં ઘટાવીએ તો યોગ્ય પણ ગણાય પરતુ કોઈ સાધક જે કઈ કહે તે તેના સપૂર્ણ અર્થમા માની લેવાની જરૂર ન હોય સદ્ગુરુના વચનના તાત્પર્યને તેની સપૂર્ણ જ્ઞાનાત્મક દશાથી ગ્રહણ થવુ એ કઈ જેવુ તેવુ કર્મ નથી સૌ કોઈ પોતપોતાની અધુરી રીતે તે સમજતુ હોય છે માટે આપણે તો કઈ કશા વિષે મત ન બાધવો કઈ કશા વિષે મત ન બધાય, કઈ કશા વિષે વિચારવાનુ ન બને, કઈ કશા વિષે આમ કે તેમ ન વર્તાય, તેનુ નામ પણ ખુલ્લા થવાપણુ છે તે જાણશો

## વિવેક તો રાખવો જ

શ્રીમાએ જે પ્રસ્તાવના લખી છે, એની નકલ તમે લખી મોકલી છે તે વાચી છે પરતુ સાધકે તે તે બધુ વિવેક રાખીને કર્યાં કરવાનુ છે નહિતર વૈષ્ણવ ધર્મમા પણ એ જ લક્ષણ છે, કિતુ આજે એનો જ્ઞાનભાવે સદુપયોગ થઈ રહેલો નથી કારણ કે જેમણે જેમણે એ બધુ કર્યા કર્યું તે જડતાભરી રીતે, ગતાનુગતિક રીતે ને અજ્ઞાનથી,— જ્ઞાનભક્તિથી સમજી સમજીને જીવનને ઉચ્ચતર લઈ જવાની ધગશ વગર એમાથી એનાથી નીપજતા જતા પરિણામને તો તે જોતા ન રહ્યા. અંતે એમાથી સમાજને લાભ ન થયો, પરતુ જડતા લાધી

## ભાવના સર્વ ક્ષેત્રમાં પ્રસરવી ઘટે

આપણે સમાજ મંદિરમાં કે ઘેર પ્રાર્થના વગેરે કરતા હોય છે, ત્યારે, તે વેળા હૃદયની સચ્ચાઈ ને થોડા ઘણે પણ ભાવનાવાળા તે જરૂર હોય છે, પરંતુ એમાથી પ્રગટતી ભાવનાનો વિસ્તાર જીવનનાં અન્ય ક્ષેત્રમા થયા કરતો નથી, એટલે તે તે ક્ષેત્રનાં કર્મમા એમનો સ્વભાવ એવો ને એવો રહ્યા કરે છે જ્યારે આપણે તો તેવી સાધનાની ભૂમિકાની ભાવનાનો વિસ્તાર અને તેનો જ્ઞાનપૂર્વકનો અમલ જીવનના સર્વ ક્ષેત્રોમા કર્યા કરતા રહીએ તો જીવનની ભાવના વિસ્તૃત થયાં કરે. એમ જ્ઞાનપૂર્વક વર્તતા, જીવનમા અન્ય ક્ષેત્રોમા સ્વભાવનુ રૂપાંતર થતુ રહે તેમા તે મદદકર્તા પણ નીવડી શકે છે જેમ વાયરલેસની શોધ વૈજ્ઞાનિક કરી ખરી, પરંતુ એને જ્યા સુધી પ્રત્યક્ષ ક્ષેત્રમા મુકાઈ ન હતી, ત્યા સુધી બધાને એનો લાભ નહોતો મળી શકતો, તેના જેવુ કંઈક આ ગણાય

## મહાન સત્યની અવહેલનાનાં કારણો

વૈષ્ણવ ધર્મમા ગુરુમહારાજ એવા નીકળ્યા કે જે ધર્મના સિદ્ધાન્તો હતા તો જીવનને ઉચ્ચતર દિવ્ય બનાવવા કાજે, પણ તેવા પવિત્ર કાર્યમા વાપરવાને બદલે તેઓ તો તેમને પોતાના સ્થૂળ વૈભવવિલાસને માટે વાપરવા લાગ્યા ને જનતામા એ સિદ્ધાન્ત ઉપર સર્વ ભાર બધી રીતે અપાયા કરાય એવી રીતે ને પ્રકારની ભક્તિનો પ્રચાર થયા કર્યો, અને પ્રકૃતિના રૂપાંતર તરફ સાધકની દૃષ્ટિને ખોલવાનો કે કેળવવાનો પ્રયત્ન તો થયો જ નહિ એના પરિણામે આવા મહાન સત્યની જગતમા આજે અવહેલના થઈ રહેલી જણાય છે, તો તેવુ આપણામા ન થવા પામે તે જોવુ રહ્યુ. બાકી સત્યનો આપણે કેટલી ને કેવી ભાવનાથી અમલ કરીએ છીએ તેના પર આપણા જીવનમાં સત્યના ટકવાનો આધાર છે

સાધનાની યોગ્ય સમજણ

સાહજિક રીતે ને આપમેળે તેના પરિણામ આપણામા જણાતા ઘટે તે જો ન જણાતા હોય તો સાધકે ચયમાનુ જોઈએ નહિતર તો તે ખાનામા પડેલો જવાનો પોતાની શક્તિઓનુ રૂપાતર થતુ જતુ હૃદયથી એ અનુભવી શકતો હોય તો જ સાધના એ સાધના છે નહિતર એ સાધના, એ તો વળગાડ છે એમ સમજો એને એવા સાધનાને ફગાવી દેવાને વાર પણ ન લગાડવી જોઈએ પરતુ આમ કરતા પહેલા આપણે પોતાની જાતને પૂરેપૂરી તટસ્થતાથી તપાસી લેવી ઘટે છે તે ઉપરાત સાધનાની ભાવનાથી પ્રેરાઈ જ્ઞાનભક્તિપૂર્વકની જાગ્રતિ મેળી મેળીને તે પ્રમાણેનુ મોળે મો । વર્તન આપણાથી બન્યા કરે છે કે કેમ અથવા તો આપણી તેવા પ્રકારની જાગ્રત ભાવના આપણા થતા જતા પ્રત્યેક વહેવારવર્તનમા અને કર્મમા ઊતર્યા કરતી હતી કે કેમ —આ બધુ આપણે સપૂર્ણ તટસ્થતાથી અવલોકીને જાતને તપાસી લેવી ઘટે છે આવુ આપણે કરી શકતા હોઈએ તે તે યોગ્ય નાનમ પ સુ હાર તો આપણે ઉપર લખ્યુ છે તે પ્રમાણે વિચારવાને સાત તાલાળા કીએ તેમ હતુ, તે વિના નહિ આમ લખવાનુ મન થયુ આજે તમા I પુસ્તકવાચનુ કમાટ ઉઘા ના The history of the sect of Maharaj (પુષ્ટિમાર્ગના મહારાજના સપ્રદાયનો ઈતિહાસ) એ ચોપડી હાથમા આવી અને તે પ્રખ્યાત 'નાએબલ' કેસની જાણી તે ઉપરથી આ વિચારો લખવાનુ મન થયુ તે સાંજ છે કે આવુ તો ઘણી વાર લખ્યુ છે છતા ઉપર જે લખ્યુ છે તેને મહત્ત્વ આપીને જેટલ વર્તાય તેટલ ઉત્તમ

જો ત્યાના કોઈ સાધક સાથે શુદ્ધ ભાવનાના ક્ષેત્ર સિવાય બીજી રીતે સબધો ન હોઈએ તો આપણી સાધનાના સમયના ગાઢના સમયમા તેવા સાધક માટે તેવી પ્રાર્થના જરૂર રી રાગવ પરતુ એવી પ્રાર્થના કરવાને આપણને પ્રેરાવાનુ બન્યુ, તેથી સૂક્ષ્મપણે મન

તે બાબતમા કોઈ પણ પ્રકારનુ અહમ્ મેળ્યા ન કરે તે પણ સાધકે લક્ષમા રાખવાનુ છે

### આ બધુ બરાબર છે

આધ્યાત્મિક બાબતમા કઈક સૂચન હોય કે હકીકત જણાવેલી હોય તો તે બાબતમા ખુલ્લુ દિલ રાખવુ, તે જરૂરી છે તેવુ વર્તન આપણુ પ્રગટેનુ -હે ને તેવી જ્ઞાનપૂર્વકની સમજણ રહે તે પણ આવશ્યક છે જેનો આજે સ્વીકાર નથી થઈ શક્તો તેનો કાલે સ્વીકાર થવા સંભવ પણ હોય ને તેમ થયા વિના સંતોષાવાનુ ન રખાય તે પણ યોગ્ય છે

આપણો ધ્યાન આપણા પૂરતો જ રહે તો તે ઉત્તમ બીજાના સત્કર્મની કદરથી હૃદયને પ્રેમભાવે ભીજાવવુ જોઈએ પણ આપણે તેવુ નહિ કરીએ તો બીજાને ઠીક નહિ લાગે અથવા બીજા આવુ ધારશે એવુ મનમા ન થવુ જોઈએ કદર જે કરવાની છે તે તો આપણો ગુણગ્રાહકતાનો ગુણ કેળવવા ને પ્રકટાવવા માટે.

### સમર્પણની ભાવનાનો અર્થ

સમર્પણની ભાવનાનો સ્થૂળ અર્થ આપણે છોડવો ઘટે સમર્પણની ભાવનાનો વિસ્તૃત અર્થ તો એ છે કે જે તે કઈ બધુ એનુ જ છે તે તે બધુ એની રીતે એની ભાવનાવાળા જીવનમા, અને એવા જીવનને વધારે ને વધારે દિવ્યતામા પ્રગટાવવાને માટે, તે તે બધાનો જ્ઞાનભક્તિપૂર્વકનો ઉપયોગ તેવી તેવી ભાવના, દૃષ્ટિ ને વર્તનથી થયા જાય ને પાછુ તે પણ એને જ સોંપાયા કરાય એનુ નામ સમર્પણ સ્થૂળ બધુ આપી દીધે જો આપણાથી તે પ્રકારનું વર્તન ન બન્યા કર્તુ હોય તો પેલુ આપેલુ અર્થ વિનાનુ ગણાય જેમ જગતમા એકાદ લાકડી કે કઈક હથિયાર પાસે હોય છે, તો એની એક પ્રકારની હૂફ રહ્યા કરે છે તેમ ભાવના પણ એવી એક શક્તિ છે એના અનુશીલન-પરિશીલનથી, સતત અભ્યાસથી જીવનમા એની હૂફ, ઓથ, મદદ અનુભવમા પ્રગટી ઘટે

### ભાવના અને કર્મ

ખાલી કેવળ સ્થૂળ કાર્યનો કશો અર્થ ન હોય. જે એનું સ્થૂળપણે અપાયાં કરાય ને તેની પાછળ જીવતી જાગતી ભાવના જો ન હોય તો એવા સ્થૂળપણાના કર્મથી કશું ઉચ્ચ પ્રકારનું જીવન પ્રગટવાનું નથી તે જાણશો. કર્મનો જે રીતે ઉપયોગ થાય ને એવા ઉપયોગમાં જે પ્રકારનો રસ લેવાયા કરાય તે પ્રમાણે કર્મનું પરિણામ આવવાનું શક્ય બને છે. કર્મની સાથે ભાવનાનો સંબંધ રહે છે. જો તે સાથે ઉચ્ચ, રમ્ય ને દિવ્ય ભાવનાનો મેળ નહિ મળેલો હોય, તો તેવાં કર્મમાં મન તેના સ્વભાવ પ્રમાણે જોડાયેલું રહેવાનું, અથવા તો માત્ર એક ટેવ કે ધરેડ પ્રમાણે તે થયા કરવાનું. એટલે એમાંથી નવા પ્રાણ, નવચેતના કદી જન્મી શકશે નહિ. સાધકને મળતાં કે થતાં જતાં સકળ કર્મ એના હૃદયની ભાવનાથી સમજણપૂર્વક થવાવાં ઘટે છે.

### જાગ્રતિ એ જ યોગ

જીવનના સાધકે આ બાબતમાં સંપૂર્ણપણે જાગ્રત થઈ જવું પડશે. ગમે તેમ કર્મ કર્યે એને ચાલવાનું નથી. પ્રત્યેક કર્મમાં જાગ્રતિપૂર્વકનો તેના હેતુનો ખ્યાલ તેને જન્મવો જોઈશે. એમ કરતાં કરતાં તે પ્રકારની અખંડિત જાગ્રતિ તેનામાં પ્રગટવી જોઈશે. તેવી સતત એકધારી પ્રકટેલી જાગ્રતિ, પછી તો તેના અનાયાસપણામાં પ્રગટી જશે. આમ ન બન્યું હોય ત્યાં સુધી સાધકે સતત જાગ્રત પ્રયાસમાં રહેવું જોઈશે. કોઇક વાર નીચી ભૂમિકામાં ઊતરી પડાય તો તેવી ભૂમિકામાં હોવા છતાં પણ પોતાની પ્રગટેલી ઉચ્ચ સ્થિતિની જ્ઞાનપૂર્વક ભાવના પ્રકટાવી પ્રકટાવીને તેને કેટલી જાળવાઈ રખાય છે, તથા પોતે જે સ્થિતિમાં ઊતરી પડ્યા છીએ તેનાથી પર રહીને પણ ત્યાંનાં થવાનાં કર્મો પોતે કેવી રીતે કરે છે, તે જેવાની ઉત્તમ તક એને એવી નીચલી ભૂમિકામાંથી મળે છે. અને તેથી કરી તેવી તેવી સ્થિતિ-

## સાધના અને ભાવ

સાધનાને માટે જોઈતાં બળ, શ્રદ્ધા ને દૃઢ સંકલ્પ જ્યારે પૂરેપૂરાં પ્રકટે છે, ત્યારે સાધક એકની એક સ્થિતિમા પડેલો નથી રહી શકતો. દૃઢ સંકલ્પ, બળ અને શ્રદ્ધા એ તો જીવંત શક્તિ રૂપે છે. અને એની પ્રેરણાત્મક ભાવના આપણા જીવનવહેવારવર્તનને કર્મમા જ્યારે પ્રકટે છે ત્યારે સાધક પૂરેપૂરો સાબદો બને છે તેની આંખો ખુલી જાય છે ત્યારે તે કંઈ રેતીમાં નાવ ચલાવતો હોતો નથી જો કે જગત તો એને એવું જ કહેતું હશે પરંતુ એનો પ્રત્યક્ષ અનુભવ એને બીજું જ કહેતો હશે એટલે એવો તો પોતાના પર જ, પ્રભુ પર જ, મુસ્તાક રહેતો હોય છે એવાને પછી ક્યાય છેતરાવાપણુ રહેતુ નથી સાધનાના ભાવ પ્રમાણેનો વિચાર, તે પ્રમાણેનુ કર્તવ્ય ને તે પ્રમાણેનું તેનુ વર્તન એ ત્રણેમા સાધકે સમજી સમજીને સુમેળ પ્રગટાવવાનો છે તે જાણવું એવો સુમેળ પ્રગટતો જ્યારે અનુભવાય, ત્યારે સાધકને આપમેળે નિશ્ચિતતા પ્રગટે છે

જેમ કોઈ કરોડાધિપતિ ધનિકને બે ચાર પૈસામા વૃત્તિ જતી નથી, તેમ સાધનામા પ્રચંડ, પ્રખર મહત્વાકાંક્ષાવાળાને 'ધર્મ, અર્થ ને કામમા' દિલ ચોટતુ નથી એનો બધો જ પુરુષાર્થ તો દ્વંદ્વાતીત ને ગુણાતીત કેમ થવાય? એની સ્થિતિ પરત્વે ચોટ્યા કરતો રહેવાનો છે એવુ થતા પોતે દૃઢ સ્થિતિવાળો સાધક થયો છે, એમ માનવાનુ છે પછી તો આકાશવૃત્તિ ઉત્પન્ન થયેલા એવા હૃદયમા રાગદ્વેષવાળા (જો કે એવુ પૂરેપૂરુ આકાશી તત્ત્વવાળુ હૃદય થઈ ગયુ હોય તો તેમ થાય જ નહિ, પરંતુ એવુ થવાની ક્રિયામા હોય ત્યારે) વિચારો માઠા ફળ નિપજાવે છે ઉપરના દોષોવાળા આંદોલનો ચિદાકાશમા મળી, પોતાના સ્વજાતીય દોષવાળા અંદોલનોને આકર્ષીને તે વિચારના આંદોલનોનુ ફળ સમષ્ટિમા ઉત્પન્ન કરાવે છે આમ પોતે જગતમા શાંતિને બદલે અશાંતિ જન્માવવામા મદદ કરે છે.

### યોગ્યપણે વર્તવાનાં લક્ષણ

આપણને કોઈ મોટું ગણે, સાર ગણી સન્માન ને આદર આપે, ઉત્તમ કદર કરે, ઉત્તમ મોટા આસને બેસાડે તો આપણે એ અધિકારને પાત્ર નથી એમ સમજવું પરંતુ સર્વના કૃપાપાત્ર છીએ એમ જાણવું, ને બધાએ કૃપા કરીને એવો અધિકાર પ્રેમથી આપ્યો છે, એમ જાણી ગુનેગારની માફક ઘણો ઘણો સંકોચ સેવવો, અને ઈશ્વરનો આભાર માની સર્વની કૃપા યાચ્યા કરવી સામાના ઉપકારનો બદલો વાળી ન શકાય એવુ જ્યા હોય ત્યા ઘણી ઘણી હૃદયની આદરભક્તિ બુદ્ધિથી પ્રકટાવી પ્રકટાવીને જીવતી રાખ્યા કરવી જો એમ નહિ કરીએ તો કૃતઘ્નતાનુ મહા પાપ આપણને લાગવાનુ છે તે નક્કી જાણશો. આપણે બધાએ ઉપરની હકીકત ઘણી ઘણી જાગ્રતિથી લક્ષમા રાખવાની છે કારણ કે આપણે તો ચેતનને અનુભવવા તૈયાર થયેલા છીએ માટે કૃપા કરીને તે બાબતમા ચેતના ધર્મે પરમ તત્ત્વને મેળવવાના ઉપાયોના જાણનાર કરતા, એની પ્રાપ્તિના માર્ગના વિઘ્નોને યથાર્થ રીતે જાણનાર ને હામ ભીડીને એને પ્રભુકૃપાથી હઠાવનાર,—એને ઉત્તમ ગણેલા છે મનને ઉત્તમ ભાવનાવાળુ સતત રાખ્યા કરવાનુ છે તે ઉચ્ચ ભાવનાવાળું એમ ને એમ તો રહી શકવાનુ નથી એને કાજે કોઈ સાધન જોઈશે. એ સાધનનો એકધારો જ્ઞાનભક્તિપૂર્વકનો અભ્યાસ પ્રકટ્યા વિના તેવી ઉચ્ચ ભાવના કેવી રીતે પ્રકટી શકવાની છે? માટે તે પ્રકારનો અભ્યાસ ઘણો ઘણો જરૂરી છે અભ્યાસમા હેતુનુ જ્ઞાન પ્રકટ્યા કરે તે પણ જરૂરનુ છે આપણને સ્વાર્થની જ્યારે ખૂબ તાલાવેલી પ્રકટેલી હોય છે, ત્યારે આપણે જેમ સર્વનુ સારુ ખોટુ સહન કરી લઈએ છીએ, તેમ પરમાર્થના વિષયમાં પણ પ્રતિકૂળતાઓ જે જે પ્રકટે, તેને પ્રેમપૂર્વક સ્વીકારીને, તપશ્ચર્યાભાવે સહી લઈને કોઇના પણ ગુણદોષ ન જોતા સર્વને અનુકૂળતા કરી આપવી, તે પ્રભુની પ્રાપ્તિ થવામા સાધનરૂપ છે.

### દોષનિવારણ

જો કોઇને પોતાના સ્વભાવનુ કે પ્રકૃતિના દોષનુ ભાન થયુ હોય,

ને તેમાં ઘણા ઘણા જ્ઞાનપૂર્વક અત્યંત પુરુષાર્થ કર્યો કરવા છતાં જો તે ન હઠે, તો એણે એના દોષોનું સંપૂર્ણ નિવારણ થઈ જાય તે કાજે પ્રભુના પ્રેમભક્તિપૂર્વકના સ્મરણમાં સંપૂર્ણ એમના પ્રભાવતાને અનંત મથ્યા કરવું જોઈએ. એના મનન, ચિંતન ને ધ્યાનમાં બનો સમય ગાળવાને માર્ગે પડે તેને ઉદ્યત થવું જોઈએ. સંબંધી, સ્વજનના વિચાર તથા વર્તનને ન જોતાં, તેમના કલ્યાણ તરફ જ આપણે તો ધ્યાન રાખવાનું છે, તે જાગૃતો જ્યારે તેઓને સમજાશે કે આપણે તો તેમના કલ્યાણમાં જ તત્પર રહીએ છીએ, ત્યારે તેઓ આપણા પરત્વે પોતાનું અનિકૂળ વર્તન છોડી દઈને આપણને અનુસરવાના હશે તો અનુસરશે

### પ્રસન્નતા

જેનું હૃદય સદાય અવિરત પ્રસન્ન છે, એના ઉપર શુભ સંસ્કાર પડવાથી પ્રાપ્ત થનાર પ્રત્યેક પ્રસંગમાં આનંદને અનુભવવાની મનને સતત ટેવ પડે છે. પછી એને કોઈ વસ્તુ, પ્રસંગ, બનાવ અરુચિકર જણાતા નથી. જેમાં ને તેમાં આનંદ રમ્યતા ને માધુર્યને અનુભવવાનો જ્ઞાનભક્તિપૂર્વકનો અભ્યાસ પાડવાથી મનને શાંતિ મળે છે, પ્રસન્નતા પ્રકટે છે, તથા એની તેજસ્વિતા ને શક્તિ ઓર વધે છે

---

હરિ ૐ કુંભકોણમ, ૨૪-૨-૪૩

### અનુભવોનો ઉપયોગ

સાધકના જીવનમાં જ્યારે શ્રદ્ધા, વિશ્વાસ ને પ્રેમભક્તિ વધતાં જાય છે, ત્યારે જેના વિશે પૂર્વે કંઈ વિચાર ન કર્યા હોય તેમ છતાં અમુક કામ બની જાય તો તેની વાસ્તવિકતા અને એના દોરીસંચારપણાનો ખ્યાલ સાધકને પ્રકટી જવો જોઈએ ને સમજાવો જોઈએ તો જ તે તેના બીજા અનુભવોનો યોગ્ય ઉપયોગ લાભ લઈ શકે

## પૂર્ણ જ પસ્તાવનાથી સિદ્ધિ મળે

કોઈ નોકરી વેપાર કરી રહ્યા તે પૂર જ્ઞેશથી ભાવનાથી સાધ।। પણ કર્યા કરે, એવી કલ્પના જરૂર છે પરંતુ એના ઉપરાંત જગતમા મ્યા મળે છ ? નોકરી વેપાર વ્યવહાર ને સાધના જુદા સાધના એમ બે જુદા જુદા ખાના પાડી નાખ્યે નહિ ચાલી શકે સાધનાનો ભાવ જ પ્રેમભક્તિપૂર્ણ મનો, મનુ દિવસો પૂરેપૂરો હોય તો તેવી ભાવનાનો જ્ઞાનપૂર્ણ મો ઉપયોગ સર્વ ક્ષેત્રમા થોડું ઘણું રાખે, તો સાધના સ્વભાવનુ રૂપાતર થતા વાર બને બાળ નહિ જેમ કહેતા આપણે વેપારની કશી ગતાગમ ન હતી ને તેમા કશી સૂઝ કે તૈયારી ન હતી અને તેમા ચાહીને કરીને ઝપલાવી સર્વ રીતે ને સર્વ ભાવે ન પડ્યા તો તેમાથી વેપારની બધી ગીરહમો એની સમજાઈ ને એની ચાવીઓ તથા કળા આપણને આવડી છે તેવુ જ આ સાધના માર્ગમા છે તે જાણશો આપણે પોતે જો એક ક્ષેત્રમા કરી શક્યા તે આ સાધનાના ક્ષેત્રમા પણ કરી શકવાના છીએ એવો દૃઢ આત્મવિશ્વાસ સાધકે પ્રગટાવવા જેવુ છે પોતે જે આત્મવિશ્વાસથી બીજા ક્ષેત્રમા કામ કર્યુ છે તે જ બળ આમા સમજી સમજીને વધારે કરી પ્રમાણમા પ્રગટાવ્યા કરવાનુ છે ત્યા જો ફતેહમંદ થઈ શક્યા તો આમા પણ કેમ નહિ થઈ શકીએ એમ તેણે વિચાર કરવાનો છે

અનુભવો

અનુષ્ટુપ

મરેલુ કો પૂરેપૂરુ માહેથી ઝૂમકુ યદિ
પોતાને તારવા શક્તિ પામે છે તે હરે નકી ॥

પારો જ્યારે મરેલો હો શક્તિ રોગ સુધારવા
આપમેળે મળે એને એવુ આપણ જાણવુ ॥

મહાત્મા ધન્ય કે જેણે મૃત્યુને ઘોળી પી લીધુ
એવી કૃપાની શી શક્તિ આજે તે જાણવા મથુ ॥

મૃત્યુને ભેટવામાંયે જેને પ્રેમ રહ્યા કરે,
મૃત્યુ ને જીવનુ–બેથી એનો નિત્ય વધે પરે ॥

ઉપરનું વખાણ એક કાગળિયામાં વણીને રાખી મૂક્યું હતું હસમુખભાઈ તે વાંચવા જતા હતા, ત્યારે મેં ખેંચી લીધું મહાત્મા ગાંધીજી અંગે રેડિયોમાં બ્રોડકાસ્ટ થઈ ગયા પછી તે કાગળિયું વાંચવા આપીને એમ કહ્યું હતું એક વાર તો જાગે જતું જતું ચેતન અમોને તક આપવાને પણ નહોતા દીધું એ પ્રસંગના સ્મરણના અનુભવ ઉપર C.નું વખાણ લખ્યું હતું ચંદુને કંઈ અસરવાનું, તે અંગે તા ૧૪–૨–૪૩ ના રોજ બહેનને પણ લખેલું ને તેમાંના એકાદ વાક્ય નીચે તેવા અંડર લાઈન પણ કરેલી તેવી રીતે કવિવર ટાગોરના શરીરના અંત વિશે પહેલેથી જાણવાનું બની શક્યું હતું ને હેમતભાઈ ખાનમાં મજામાં ફરવા નીકળેલા તે વખતે કંઈ પણ છાપાના સમાચાર જાણ્યા વિના તેમને તે હકીકત કહેલાપણું મનેનું આવા કેટલાક પ્રસંગો બન્યા છે આ બધું લખવામાં આ જીવનું મહત્ત્વ બતાવવામાં પ્રગટાવવાનો હેતુ નથી, પરંતુ સાધના માર્ગમાં આગળ જતા જતા આવી શક્યતાઓ પણ છે તે સમજાવવાને કારણે ઉપરની હકીકતો કહેવી પડેલી છે, તો તે અંગે મને માફ કરશોજી

**વહાલ**

નોંધી પડવા જેવા ગુણમાં બગતના મળતી નથી એ જણાવ્યું તે ઠીક થયું છે માટે કૃપા કરીને સરસ કે એવું કંઈ દૃઢપણે માની લેવાનું નાખશો નહિ લોટી પ ના વિશે આગળના કાગળમાં લખાયો ગયો છુ કોઈને કોઈ અમુક પ્રકારનું વહાલનું સંબોધન કરે છે તેથી કંઈ તે હૃદયમાં, તેવા માત્ર લખવાથી વહાલું થઈ શકવાનું નથી હૃદયમાં, વહાલા થવાપણું નાખવા વિનંતી છે બહારના એવા શુષ્ક વખાણથી ઠીક લાગતું નથી જે ભાવ હોય તે હૃદયમાં ઊંડા ઉતારીને કેળવીને વ્યવહાર વર્તનમાં પ્રત્યક્ષ ઉતારી શકીએ તો તે ખપનો છે બહારના ડોળમાનું મહત્ત્વ આપ્યા કરવાનું નથી જે તે કંઈ બધું હૃદયના ભાવથી બન્યા

કેરે તે જરૂરનું છે બહારના સાધન હૃદયનો ભાવ બતાવવા માટે ભલે જરૂરના હોય, પરંતુ અમુક વર્ષના તેના અભ્યાસ પછી જો તેવો ભાવ અંતસ્થ વર્તનમાં પ્રગટી શકતો ન હોય, તો તેના બહારના સાધન કશા ઉપયોગના નથી તે જ યુવકો આપણે એક તરફથી કાગળમાં 'વહાલો' એવું લખીએ અને બીજી તરફથી હૃદયમાં તેના પરત્વે ઉકળાટ ને અન્યથાભાવ પ્રગટતો હોય, તો એવું સ્વજનનું વર્તન મને તો ઘણું ઘણું ખૂંચે છે એવી ઉપરછલ્લી પ્રથાને ત્યાગવી ઘટે એના કરતાં ભાઈ ભાગે છોકરો વિરોધ કરે, ગાળ દે, તે વિશેષ સારું છે વહાલનો પ્રસાર ભલે કોઈ પોતપોતાની રીતે એકબીજા પરત્વેના કર્મમાં જો બનાવ્યા કરશે — અને તેમાં હૃદયની સાચી ભાવનાનો ઉત્તમ પડઘો પડ્યા કરશે,—તો તે વહાલ ક્રિયાત્મક યોગ્યપણે દર્શાવાયેલું લેખાશે મહત્ત્વ હૃદયના સાચા ભાવને દેવાનું છે હૃદયનો એવો પ્રેમભાવ પ્રગટે છે, ત્યારે તેવા પ્રેમભાવથી એકાગ્રતામાં કશો ઉકળાટ કે અણગમો પ્રગટતો હોતો નથી, તે જ યુવકો હૃદયની સરળતા, પ્રમાણિકતા, વફાદારી, ઉલ્લાસ, ઉત્સાહ, ખંત, ભાવના મઝેથી સ્વજન પરત્વે વહ્યા કરે, બીજાને જ વધારેમાં વધારે મહત્ત્વ આપ્યા કરાય, પોતે તો નીચામાં નીચા રહ્યા કરીએ, બાજાનું કંઈક કરેલું હોય તેની હૃદય સંપૂર્ણપણે કદર કર્યા કરે ને તેમ અનુભવે, પોતાપણાનો ખ્યાલ કંઈ કશામાં ન રહેવા દે, એવું એવું જ્ઞાનપૂર્વક વર્તાયા કરાય અને તે સાથે સાથે જીવનવિકાસની સાધનાની ભાવના આપણા કર્મ ને વ્યવહારવર્તનમાં પ્રગટ્યા કરતી હોય તો ઉત્તમ

**ખુલ્લા થવાપણું**

આ જીવનમાં તમને પૂજ્ય માતાજીમાં ને પૂજ્ય રમણ મહર્ષિમાં દર્શન થયા તેથી શું વળે? તમને તેથી જો માગ કહેવાકરવામાં ને તે પ્રમાણે જીવન ગાળવામાં જીવતો જાગતો ઉત્સાહ, નદીના પ્રવાહના જેવો ન રહ્યા કરતો હોય તો તે બધું એટલે કે તેવા દર્શન થવા માટે મન તો મિથ્યા જેવા છે માટે સર્વ પ્રકારના સંકોચ કાઢી નાખીને સર્વ પ્રકારથી ખુલ્લા થવાપણું જેટલું બનશે, તો તેટલા પ્રમાણમાં કોઈના

વિષે કઈ કશુ સધરવાનુ નહિ બની શકે ખુલ્લા થનારાનુ બધી રીતે તમારે છે તે જાણશો

**તાટસ્થ્યયુકત તાદાત્મ્યભાવ**

ગાધીજીને પેશાબમા ઝેરી જતુઓ ઘણા જણાતા હતા, તે અગે 'આજે હવે નહિ હોય' તેનુ તા ૨૪-૨-૪૩ ને રોજ તે અગેનુ બ્રોડકાસ્ટમા જાહેર થયુ તે પહેલા, પેશાબ લઈને વહેલી સવારમાં હસમુખભાઈને તાત્કાલિક તપાસ કરાવી લાવવાને સુધરાઈના દવાખાનામા મોકલ્યા હતા આ હકીકત તમને પ્રેમભાવે જણાવી છે. ગાધીજી સાથેનો હૃદયની સરળતાભર્યો, ભાવ, અત્યત સ્નિગ્ધ માર્દવતાયુક્ત આદરભાવ, ૧૯ વર્ષ તે ક્ષેત્રમા કામ કરેલુ હોવાથી તેવો હૃદયનો પ્રેમભાવ રહેલો હોય, તે તે બધુ એટલે કે તેવા તેવા ભાવ તેમની સાથે તટસ્થતાયુક્ત તાદાત્મ્ય પ્રકટના તેમનુ આપણામા તેનુ તેનુ પ્રગટાવે છે જે સસ્મરણની પાછળ રાગ-આસક્તિ રહેલા હોય, તેવા સસ્મરણ ભૂલેચૂકે પણ જો ઊગે, તો તેમા જરાકે રસ લેવાઈ ન જાય તે પરત્વે સપૂર્ણ પૂરેપૂરી જાગ્રતિ રાખવી ઘટે છે જે કઈ કશામાં આપણાથી રાગ, આસક્તિ, મોહ, મમતા કે એવી દ્વદ્વની વૃત્તિમા પડાય, તેવુ કશુ આપણાથી થવા દેવાય જ નહિ તેવુ થાય તે જીવનનુ મરણ કહેવાય સાધકે એવા એના જીવનના થતા મૃત્યુમાથી વારવાર ઊગરી જવાની જ્ઞાનપૂર્વક આદત કેળવવી રહે છે કર્મ સાથે સાથે જો જીવનવિકાસની ભાવનાના હેતુનુ જ્ઞાન ને તેનુ બળ જીવતુ જાગતુ રાખી શકાય, તો તેવુ કર્મ જીવનમા પ્રેરણાત્મક શક્તિ અર્પ્યા કરે છે

---

હરિ ૐ ટ્રીચી, તા ૨૭-૨-૪૩

**ગાધાજીની ધા**

શિખરિણી મદાક્રાતા

હદે દૈવી ગુણો, પદકમળની દિવ્ય તે ચેતનાને
ગ્રહાવાને કાજે જરૂરી સઘળી, ઉદ્ભવ્યા સૌ કરો તે,

થવાયું ના તેવું જહિ સુધી હદે, પાત્રના યોગ્ય તેની
—કરી તે ના રહેશે, નિજ શરત તે સૌ કરતા દૂર છે

તેની સાધનાનું નિદાના પ્રકારનું અંતર્મુખીપણું પ્રગટના તેના તેના ગુણો ને તેની તેની તેની સમજણો ને તેની તેની ભૂમિકાઓ સાધકના જીવનમા પ્રગટતી રહેવાની નામસ્મરણની ભૂમિકા ત્યા વધારેમા વધારે જ્ઞાનભક્તિપૂર્વક દૃઢ થાય તેમ વર્તવાનુ કરગોજી ગાંધીજી અત્યારે નામસ્મરણની ભાવનાના એકાગ્રપણાથી પ્રગટતી ધૂનના પ્રતાપના આધારે જીવન જીવી ગયા છે એમની તેની ધૂન અત્યારે 'હે રામ' છે હે રામ ના ધ્વનિમા એમનુ અંતર ધા નાખી રહેલુ છે એમા એમના હૃદયનો દુઃખભર્યો આતનાદ છે એમા પીડિત હૃદયનો પ્રભુહૃદયને પોકાર છે હૃદયની તીવ્ર આક્રામણનો સૂર છે હૃદયના તંતુએ તંતુમા એમાથી જે અસુખ ઉપજી રહેલુ છે એની તે ગંભીર વ્યક્ત ગર્જના છે જેના સ્મરણની પાછળ એમણે પ્રાણને નિચોવી નાખી છે તેના ચરણમા આપણે ધા નાખવા જઈએ ત્યારે જીવનના અર્થ કંઈ વિચાર છોડીને જ જવાનુ હોય અસલના કાળમાં ચાલ્યુ લોક રાજા-મહારાજાને ત્યા ધા નાખવા જતા હતાં ત્યારે એમના ઉકેલ માટે કોઈ રસ્તો ન નીકળતો હોય ચારે બાજુથી હાથ હેઠા પડ્યા હોય ત્યારે તે પોતાનુ જીવન હૃદયની ધા નાખીને ત્યા ન્યોછાવર કરી દેતા એવી ધા ગાંધીજીએ ભગવાનના ચરણકમળમા નાખેલી છે હે રામ! હે રામ! એ એમનો અંતર ધ્વનિ છે એમની મીટ સતત એના પર જ મંડાતી રહેલ છે

## નામસ્મરણ

આવો નામસ્મરણનો મહિમા જાણનાર આના કહેવું ગાનમા પણ તે જીવતા જાગતા હયાત છે નામસ્મરણનો મહિમા હું શુ કહી શકુ ?

અનેક સંતભક્તોએ ગાયો ગાયો તુલસીદાસે
શકે તે હું શું વર્ણી જાણુ ? ગાઉ શી રીત હું તે ?

માટે તમે બધા ઊઠતા, હરતાફરતા, સર્વ કંઈ કરતા કરતા પ્રેમ ભક્તિજ્ઞાનપૂર્વક નામસ્મરણ કર્યાં કરશો તો ખપના છો બાકી તો ઊકરડે નાખવા જેવા

---

હરિ ૐ તાજોર, તા ૨૮-૨-૪૩

હૃદયની એકાગ્ર, એકાત્મભાવનાવાળી પળોમા શ્રીપ્રભુકૃપાથી અમુક અમુક સ્વજનના સ્મરણને અતરસ્થ ચેતનામા સભાળી રાખવાનો ભાવ રખાયા કરાતો હોય છે એથી કરીને જે કંઈ થવાનુ થતું હોય તે ભલે બનો કિંતુ તેવા ભાવને સ્વીકારાત્મક સાનુકૂળ ભૂમિકા હજી સ્વજનમા પ્રકટેલી અનુભવી શકાતી નથી, તે મારે મન મોટુ દુખ છે

**ભાવનુ મહત્ત્વ**

કંઈ પણ કશાથી જરા પણ ઊચાનીચા થવાપણુ પ્રગટ્યુ, તો સમજવુ કે તાટસ્થ્ય પામ્યુ નથી જે કંઈ આવે એને પ્રેમથી, આનદથી સ્વીકારી લેવાની હૃદયની ભાવના પ્રગટતી જતી સર્વ પરિસ્થિતિમા જીવતી જાગતી પ્રભુકૃપાથી રહેવાની ઘટે જો આપણે ભગવાનની ભાવનાને હૃદયમા હૃદયથી માન્યા કરતા હોઈએ, જો એને હૃદયમા ઉતારીને આપણા સર્વવહેવારવર્તનમા એની ચેતનાનુ જ્ઞાનભક્તિ પૂર્વકનુ પરિશીલન કર્યા કરતા હોઇએ, તો તેવા પ્રકારની ભૂમિકાની છાયા હૃદયમા પ્રકટેલી હોવી ઘટે ને તેમ હોય તો તે પ્રમાણે તેવુ તેવુ સ્વીકારાઈ શકે આમ જેમા ને તેમા ભાવનાનુ મહત્ત્વ વિશેષપણે છે, સ્થૂળનુ નથી તે કારણથી આ જીવના સ્થૂળ શરીરની ચિંતા કે સગ કરવાની વૃત્તિ આપણામા હોવી તે પણ ઠીક નથી જો સાધકને તે પરત્વે તીવ્ર હૃદયની ઉત્કટા હોય તો તેવી ઉત્કટા તેના પરત્વેની ભાવનાને માટે હોઈ શકે જ્ઞાનભક્તિપૂર્વકનુ, તટસ્થતાપૂર્વકનુ તાદાત્મ્યનુ અનુસધાન હૃદયમા હૃદયથી પ્રગટતુ અનુભવી શકાતુ હોય, ને એવી ભાવનાનો

જીવનના વિકાસમા જ્ઞાનપૂર્વક ઉપયોગ થતો જતો હોય તો તો તે પણ ખપનુ છે પરસ્પરની ભાવનાનુ જ્ઞાનપૂર્વકનુ તાદાત્મ્ય પ્રગટે તો તો સૂક્ષ્મમા પણ ઊંડુ ઊતરી શકાય

## ઋણ

જગતમા પ્રભુકૃપાથી આ જીવને રહેવાનુ છે તેની મર્યાદાઓ છે. આ જીવને માથે કઈક કઈક દેના ને ઋણ પણ છે ને પ્રભુકૃપાથી પ્રેમથી તેને અદા કરવાના પણ છે પ્રભુકૃપાથી થયેલો સકલ્પ પણ ઉધાર રાખી શકાતો નથી, એવો તમને બધાને અનુભવ છે કોઈનુ પણ ઋણ પ્રભુકૃપાથી રાખેલુ નથી જેનુ જેનુ ઋણ હતુ, તેમનુ તેમનુ ભગવાનની કૃપાથી કામ કરી કરીને તે ઋણ ફેડાયેલુ છે મ્હૂં જ કઈ પ્ર ગનુ બાકી ન રહે એમ વર્તવાનુ એ વહાલાની કૃપાથી બન્યે જાય છે આમ હોવાથી કોઈ પણ એક સ્થગે રહેવાનુ બની શકતુ નથી.

## નામસ્મરણ અને મનાદિનુ પૃથક્કરણ

ટ્રીચી, ૭–૩–૪૩ જ્યારે મનનુ હળવાપણુ ન લાગે ત્યારે વધારે ખુલ્લાપણે હરિ ૐના નામસ્મરણની ઉત્સાહથી ને પ્રેમથી ધૂન ચલાવવી જોઈએ મનનો આવેગ ને આવેશ કઈ કશા વિક્ષેપને કારણે આવી ટાપો હશે, તેની આપણને સમજ નહિ પડી હોય એવુ બને ત્યારે નામસ્મરણ કરતા કરતા તટસ્થતાપૂર્વક આપણુ પૂરેપૂરુ પૃથક્કરણ કરવુ ઘટે ને મૂળ કારણને પકડી પાડવુ જોઈએ સાધકને માટે આ બધુ ઘણુ જરૂરનુ છે કઈ કશુ એમ ને એમ સરકી જવા દેવાપણું ન બનવુ જોઈએ ખરી રીતે જોતા તો સહજપણે તેવુ થતાં સાધકને સમજાઈ જવુ ઘટે તેવુ સમજવાનો પ્રયત્ન ન કરવો પડે તો તે ઠીક ગણાય તેવી સ્થિતિ સહજ થઈ જવી ઘટે પરતુ તેવી સ્થિતિ પ્રયત્ન કરતા કરતા જ પ્રગટવાની છે, તે નિશ્ચે જાણજો જ્યારે આપણે સમતા–તટસ્થતાપૂર્વક પૃથક્કરણ કરતા હોઈએ, તે વેળાએ હૃદયનુ મહત્ત્વ તો નામસ્મરણમા પ્રકટયા કરે અને પૃથક્કરણ કરવામાથી આડે

રૂંધાયાનું મૂળ કારણ સમજી જવાય અને તેનું નિરાકરણ થાય એવી રીતનું ધોરણ જીવનમાં પ્રગટ્યું ઘટે.

**શ્રદ્ધા**

સાધકની લક્ષવૃત્તિ દ્વિધાપણે કામ કરતી રહે તે જીવનવિકાસને માટે ખતરનાક છે. અથાગ ને અતાગ શ્રમ, તપ પ્રેમપૂર્વક વેઠ્યા વિના પરમ ભાવને પામવાના અનુભવની ઇચ્છાને સેવ્યા કરવી તે શ્રદ્ધાનું સાચું સ્વરૂપ નથી. એને હું તો જડ શ્રદ્ધા પણ ન કહું. એ તો માત્ર શેખચલ્લીના વિચાર ગણાય. જેની શ્રદ્ધામાં પ્રાણ પ્રગટેલા નથી એવાની શ્રદ્ધા જીવનવિકાસના કર્મમાં ખપમાં લાગતી નથી. હૃદયપૂર્વકની ભાવનાથી થતા જતા પુરુષાર્થમાં કાળે કરીને સમજણ ને અનુભવ પ્રગટવા માંડે છે. એવા પ્રકારની સમજણ ને અનુભવની પરંપરામાંથી પ્રગટતી શ્રદ્ધાના બળથી તેના જીવનધ્યેયમાં તેને એક પ્રકારનું આત્મબળ પ્રકટે છે, અને એવા આત્મબળના આધાર વડે અનુભવની શ્રેષ્ઠતામાં પ્રવેશીને, શ્રદ્ધાને ભાવમાં પરિણીત કરાવીને, તેવા ભાવથી હૃદયમાં તત્ત્વને પણ પ્રીછી શકે છે. શ્રદ્ધા એ તો આત્માની આંખ છે, ને તે હકીકત છે. જેમ વહેવારની બધી ચીજો ઇંદ્રિયથી પરખાય છે, એમનું આકલન પણ થાય છે, તેવી રીતે જે ભગવાનનો ભાવ છે ને જે અનિર્વચનીય છે, તેને પામવા કે પારખવા માટે જે શક્તિ આપણને ખપ લાગે, તેનું નામ શ્રદ્ધા. કોઈના પરની શ્રદ્ધા એટલે તેના સર્વ પ્રમાણમાં વિચારરહિત મૂઢપણે જે થયા કરે, યાંત્રિકની જેમ જે થયા કરે, તે શ્રદ્ધા નથી; પરંતુ તે તો જડતાભર્યું અજ્ઞાન છે. એને શ્રદ્ધા ન કહી શકાય. એમાંથી નવા પ્રાણ ન સ્ફુરી શકે, નવું બળ ન પ્રકટી શકે. આમ શ્રદ્ધા એટલે તો અંતર્દષ્ટિ. શ્રદ્ધા તો જીવનનો ઉલ્લાસ છે. શ્રદ્ધા વડે કરીને તો જીવનના ધ્યેયમાં ટકી શકાય છે ને ટીકી શકાય છે. શ્રદ્ધા તો સત્ત્વગુણની શક્તિ છે. શ્રદ્ધામાંથી સત્ત્વગુણ પ્રકટે છે. અને સત્ત્વગુણમાંથી શ્રદ્ધાનો નવો પલટો જન્મે છે. તમસ, રજસ અને સત્ત્વગુણ, —આ ત્રણેમાંના દરેક ગુણની શ્રદ્ધાનો પ્રકાર કોઈ નોખો નોખો છે.

## યજ્ઞાર્થે જીવન

આજે ભગવાનની શક્તિનો વિજય છે. આજે દશેરા છે. જગતના માનવીઓના હૃદયની આંખને ગાંધીજીએ દૈવી શક્તિ તરફ કેટલી બધી ખુલ્લી કરી મૂકી છે! જીવનનો ત્યાગ કરી કરીને, મહાન ભોગ આપી આપીને, જ્ઞાનભક્તિપૂર્વક આત્મસમર્પણ કર્યાં કરીને, શ્રીભગવાનને ચરણકમળે શરણ રહ્યા કરીને, જગતના માનવીનું હિત ચાહી ચાહીને, પોતાના જીવનને જેણે ફના કરી નાખ્યું છે, તે મહાત્માએ પોતાના ઉપવાસને કારણે જગતનું ચિત્ત પોતાના તરફ ખેંચેલું છે. ૭૪ વરસની પાકટ ઉંમરે ૨૧ દિવસ સુધી ખોરાક લીધા વિના તે જીવી શક્યા, તે ઉપરથી એમના જીવનને પ્રેરણા–શક્તિ આપનાર કોઈ સ્થૂળ કારણોને બદલે બીજી કોઈ પરમ ગૂઢ શક્તિ છે એવી પ્રતીતિ જગતના માનવીને થયા વિના નહિ રહી હોય. જે ઉચ્ચ–આત્માઓ છે તે અત્યંત ગતિમાન હોવાથી સ્થિર જેવા છે. એટલે તેમનો લાભ લઈ શકે તેવી સ્થિતિમા જગતનાં માનવી સાધારણ રીતે નથી હોતાં. આવા ઉચ્ચ–આત્માઓ દુનિયાનાં માનવીના ઉપલા થરને કેટકેટલું ગતિમાન કરીને ઊંચે લાવવા પોતાના જીવનનો યજ્ઞાર્થે ભોગ આપ્યા કરે છે! માનવીજીવનની નજરે જોઈ શકાય, જાણી શકાય ને સ્થૂળ રીતે સમજણમાં પણ પ્રકટી શકે એવો પ્રત્યક્ષ પદાર્થપાઠ આપીને તામસમાં પડી રહેલા માનવીને પણ હચમચાવવાનો ને જગાડવાનો પ્રયત્ન આ રીતે ગાંધીજી કરે છે. પ્રત્યેક ગુણની ભૂમિકાવાળા જીવને પ્રેરાવવા પોતાના જીવનની આહુતિ આપી, આપીને સ્વયંપણે સહજ-સ્ફુર્તિથી આવા સંત મહાત્માઓ તેવું જીવન પ્રભુપ્રીત્યર્થે જીવ્યા કરે છે. આવા પ્રકારના આધ્યાત્મિક જીવન પરત્વેની પ્રત્યેક માનવીની દૃષ્ટિ, વૃત્તિ ભિન્ન ભિન્ન પ્રવર્તેલી રહ્યાં કરવાની, કારણ કે તેમાં ભૂમિકાભેદ રહેલો છે. એમના સંપર્ક ને સંબંધમાં આવેલા જીવાત્માઓ જે પ્રકારના હેતુથી તેમની સાથે સંકળાયેલા હોય છે, ને જે રીતે તેમની સાથે

જીવવામાં તેમનો હૃદયનો સહકાર પ્રકટેલો છે, તેવા પ્રકારની તેમના જીવનમાં શ્રેષ્ઠતા પ્રકટેલી અનુભવાય છે. બાકી, બાકીના બીજા બધા તો અનેક વર્ષ સાથે રહેતા હોવા છતાં તેવા ને તેવા રહે છે. એવા ઉચ્ચ આત્માની એકેએક પ્રવૃત્તિ જીવનમાં એકાદ આશાનું કિરણ પ્રકટાવવાને માટે શું બસ નથી? પોતાનું સારુંયે જીવન ક્ષણેક્ષણ જે પરમાર્થિક ભાવે જીવે છે, તેને માનવી બિચારો શું સમજી શકવાનો છે! જે નર્યા સ્વાર્થમાં ને અજ્ઞાનમાં રચ્યોપચ્યો રહેલો છે, પોતાની ગતિથી એક તસુ પણ ઊંચે આવવાની જેને કશી પડી નથી, તેવા જીવ પણ આજે તો તેને તોલવાને કંઈક કંઈક બોલે છે! જગતની મૂર્ખતાનો તો પાર નથી. જીવનને આમૂલાગ્ર પરિવર્તન કરાવવાને અનેક રીતે તેના સંપર્કમાં આવેલા જિવાત્માને આવાઓ ઢંઢોળે છે, પરંતુ તે તો એમનો એમ ટુંટિયું વાળીને પડ્યો રહે છે. ત્યાં એનું બીજું થાય પણ શું ? સમાજ-ને ઊંચે પ્રકટાવવાના હેતુથી અવતાર જેવા મહાત્માઓ અવતર્યા; સંત-મહાત્માઓની પરંપરાઓ પ્રકટી; તેમ છતાં સમાજ તો બિચારો તેનો તે છે. એટલે સારોયે સમાજ ઉન્નતિનાં સર્વોત્કૃષ્ટ શિખરે પહોંચી જાય તેવું બનવું શક્ય લાગતું નથી. વ્યકિત ચઢી શકવાની છે અને ચઢશે. સમાજ પણ વ્યક્તિ તરફ મીટ માંડતો હોય છે, વ્યકિતથી દોરવાતો હોય છે, ને વ્યકિતથી પોતાની પ્રાણશકિત બઢતી તે અનુભવે છે. વ્યક્તિથી સમાજ બનેલો છે. આમ વ્યકિત જેટલું ઊંચે ચઢવામાં મથશે, અને વિશેષ ને વિશેષ વ્યકિતઓ ઉચ્ચ જીવન પ્રગટાવવામાં રસ લઈને તે પરત્વે નિષ્ઠા જેટલી પ્રગટાવશે, તેટલા પ્રમાણમાં સમાજનો પણ ઉદ્ધાર થવાનો છે તે નક્કી જાણજો.

### ઉચ્ચાત્માઓનું ઋણ

ઉચ્ચ આત્માની દિવ્ય, રમ્ય, ઉચ્ચ ભાવના અને પ્રેરણાત્મક જીવનની ઝલક મોટા મોટા ગણાતા કે જણાતાઓમાં ન જોવાઈ હોય તો તેથી આપણે નિરાશ થવાનું કશું કારણ ન હોય. ઊલટું ને તો

આપણા જીવનનો પરાગ પ્રસ્ફુટવાને માટે મોટામાં મોટુ કારણ નીપજતુ હોય પ્રભુકૃપાથી સમાજને ઊંચે પ્રગટાવનારા એવા ઉચ્ચ આત્માઓનુ ઋણ અનત પ્રકારનુ છે પ્રેમભક્તિભાવે તે ઋણ હર્ષથી સ્વીકારી સ્વીકારીને જીવનશક્તિ પ્રકટાવવામાં આ જીવ તો તેનો લાભ લીધો છે ભૂતકાળના સસ્કાર ને સસ્કૃતિ પરત્વે જેનામા આદરભક્તિ નથી, પવિત્રતાનો ભાવ જાગ્યો નથી, તેવો જીવ કયા પગથિયા પર ઊભો રહી શકે? પૂર્વાપર પરાગત પવિત્રતાની પ્રણાલિકાને જે આદરણીય માને છે, એના હૃદયમા તેવી ભૂમિકા પ્રકટે છે ને તેમાથી તે શક્તિસચારને પામે છે એવો જીવ જીવનનો વિકાસ એટલે શુ તે સમજનારો પ્રાણવાળો બની શકે છે, ને એવો જીવ પોતાની પેઢીઓગત સસ્કૃતિના વારસાને પેઢી દર પેઢી જીવત રાખવાને જીવનને ન્યોછાવર પણ કરતો રહે છે તે સમાજની સાચી સેવા છે અને તો એવા જીવાત્માનુ સમગ્ર જીવન પળેપળ સેવાભક્તિરૂપ બની જતુ હોય છે પોતે સેવા કરે છે, એવો ખ્યાલ પણ એનામાથી અદશ્ય થઈ જતો હોય છે દરેક સમાજને પોતપોતાની વ્યક્તિગત તથા વિશિષ્ટ પરપરા ને સસ્કૃતિ હોય છે, જેને ભલે આપણે વિશિષ્ટ ગુણશક્તિ પણ કહી શકીએ તેના ચીલે ચીલે તે ચાલે તો એનો વિકાસ થઈ શકે છે દરેક સમાજને એવી સ્વતત્ર સસ્કૃતિ હોય છે૮

## ગુણ અને સુમેળ

જેમ સમાજને તેમ વ્યક્તિને અનેક પ્રકારની પ્રકૃતિવાળા માનવી સાથે આપણે કામ પડેતુ છે કોઈ જીવની પ્રકૃતિ વક્રતાવાળી હોય, આસ્રિતા ભરી હોય તો તેમની પરત્વે કરુણા, ક્ષમા, સહાનુભૂતિ, સહનશીલતા, ધીરજ સદ્ભાવ વગેરે વગેરે ગુણો આપણે કેળવવા રહ્યા તેવી તેવી પ્રકૃતિવાળા જીવ પરત્વે ઉપના ગુણો જો આપણે કેળવવાનુ રાખીશુ તો તેમા લાભ તો આપણને પોતાને જ થવાનો છે તે નક્કી જાણશો ઉચ્ચ પ્રકારના ગુણના વિકાસમાંથી જીવનવિકાસ પ્રગટતો હોય

છે. આધ્યાત્મિક જીવનનો તે સાચો પાયો છે. સાધકનું જીવન જેણે ગાળવું છે એવાએ તો જ્યાં ત્યાં બધે, બધાંની સાથે સુમેળની ભાવના જ્ઞાનપૂર્વક કેળવ્યા કરવાની છે. અને બધાં સાથે હૃદયનો પૂરેપૂરો સદ્‌ભાવ રાખ્યા કરવાનો છે. એવું બની શકે તો સર્વ તરફથી એને નિરાંત શાંતિ, સરળતા ને પ્રસન્નતા મળી શકે છે; બાકી નહિ. આમ જે સાધક પોતાના જીવનવિકાસના હેતુનો ખ્યાલ રાખીને હૃદયની પ્રમાણિકતાથી, માર્દવતાથી બધા સાથેનું વર્તન ઉપર પ્રમાણેનું આચર્યા કરશે તો તેવા વર્તનથી તેના જીવનનું પરિવર્તન થતું જરૂર પોતે અનુભવી શકવાનો છે.

### સદ્‌ગુરુનું કર્મ

ગુરુનું કામ કંઈ કશું આપણને પરાણે સ્વીકાર કરાવવાપણાનું નથી, પરંતુ સાધકની ઊંચે ચઢવાની જિજ્ઞાસાને જ્યારે ને ત્યારે વધારે ને વધારે ચેતનવંતી બનાવ્યા કરવાનું છે. સાધકને તે અનેક રીતે ગોદારે છે; અનેક રીતે તેને મથાવે છે. મંથન પ્રકટાવી પ્રકટાવીને સત્ય સુઝાડવાને તેને આંખ પ્રગટાવવાનું પણ કરે છે. જુદી જુદી રીતોથી તેને ભ્રમમાંથી ઉગારવાને તે ચેતવે છે. અનેક પ્રતીક દ્વારા તે એવી સમજણને તેજસ્વીપણામાં પ્રકટાવવાને પ્રેરે છે. અનેક પ્રકારની ભ્રમણાઓનો જીવ ભોગ બની જતો હોય છે. ભ્રમણા એ તો કેવળ કચાશની નિશાની રૂપે છે. તેવી ભ્રમણામાંથી તેને આંચકો આપીને તારવવાને તે મથે છે. સાધકની નબળાઈઓ પરત્વે કડકમાં કડક થઈને એનું તેને પૂરેપૂરું ભાન પ્રકટાવે છે; જ્યારે બીજાની નબળાઈઓ પરત્વે પૂરેપૂરા જ્ઞાનપૂર્વક ક્ષમાશીલ રહ્યા કરીને ક્ષમાશીલ રહ્યા કરવાને સાધકને તે સૂચવ્યા કરે છે. બીજાની નબળાઈનું દિલમાં જો ભાન પ્રકટે ને જો પૂરેપૂરી જ્ઞાનયુક્ત તટસ્થતા ન પ્રકટી હોય તો તે વેળા તે જીવ બીજાંની નબળાઈઓ પરત્વે નરક પર માખી જેમ બણબણે છે, તેમ તે બણબણવાનો. જે સાધક છે તેને આવું કર્યે પાલવવાનું નથી. તે તો તેનું મોટામાં મોટું પતન છે. એ પરત્વે ક્ષમાશીલ સમજપૂર્વક

બનવું એમાં તો સાચો જીવનવિકાસ રહેલો છે. સાધકનું તે કર્તવ્ય થઈ પડવું ઘટે. એવા પ્રકારની સમજણ, સાધકને અનેક વાર ચીથી-ચીથીને, તેમાંથી વારી વારીને જીવનનું ઉચ્ચ પ્રકારનું સદ્‌વર્તન પ્રકટાવવાને સદ્‌ગુરુ સાધકને અનેક વાર તેમ મથાવે છે. આમ જે જીવ પોતે જીવનવિકાસના હેતુનો ખ્યાલ રાખીને તે ભાવે સકળ કંઈ કરે છે, અને બીજાંની સાથેના વર્તનવહેવારમાં પણ જીવનવિકાસ પરત્વેના ગુણોનો વિકાસ કેળવ્યા કરવાનો સભાનપણે ખ્યાલ રાખ્યા કરે છે, તેવો જીવ કદી અજ્ઞાનમાં પડી જઈ શકવાનો નથી. તે પોતાનું પણ કલ્યાણ કરે છે અને બીજાંનું પણ કરે છે. સદ્‌ગુરુ આમ સાધકને જીવનના ઉચ્ચ માર્ગ પરત્વે હડસેલ્યા કરે છે ખરા; પરંતુ તેની સાથે સંકળાયેલો જે કોઈ જીવ તેનું તે રીતનું બનાવેલું જ્ઞાનભક્તિયુક્ત વર્તન આચરણમાં ન મૂકતો હોય તો તે તો તેવો ને તેવો રહેવાનો.

## સદ્‌ગુરુ અને સાધક

આપણા જીવનમાં ઊંડે ઊંડે જડ ઘાલીને બેઠેલા સર્વ સંસ્કાર, વિચાર, વૃત્તિ, સમજણ, માન્યતા વગેરે વગેરેનો પારસો ગુરુનો હુકમ થતા વેંત જ એકદમ બદલાઈ જવાનો છે એમ માનવું એ નરી મૂર્ખામી છે ને નર્યું અજ્ઞાન છે. સદ્‌ગુરુ તો દૃષ્ટિ પ્રેરે. આપણને જુદી જુદી પરિસ્થિતિઓ પરત્વે યોગ્ય વિચાર કરવાને પ્રેરાવે. જીવનવિકાસના હેતુનું લક્ષ્ય રાખવાને સમજાવે બાકી બીજું બધું તો આપણે જ કરવાનું રહે છે. પોતાના જીવનને આમૂલાગ્ર પરિવર્તન પમાડવાને જે જીવને કશી ઊથલપાથલ થતી નથી, જે જીવનુ તે પરત્વેનું સંપૂર્ણ લક્ષ પ્રકટેલું નથી, જે જીવ એ પરત્વેની કશી કોઈ પ્રકારની હિલચાલ પણ કરતો નથી, ને તેવો જીવ ગુરુ પર બધા પ્રકારનો મદાર રાખે છે એમ તે માને છે; તો તેવું તેનું માનવું ને બોલવું તદ્દન મિથ્યા છે. તેવો જીવ ગુરુ પર તો શું પણ કોઈના પર પણ મદાર રાખી શકે એવી સ્થિતિનો હોતો નથી. જે જીવનનો વિકાસ કરવો

હોય અને તેવી સાચેસાચી દિલની ભાવના પ્રકટી હોય તો તેણે મથ્યા વિના તો છૂટકો નથી. અજ્ઞાન દશામાં સર્વ કોઈ પરિસ્થિતિ જીવને અસ્થિર બનાવ્યા કરવાને મથે છે. તેવા સંજોગોમાં જીવ તો બિચારો આમથી તેમ અફળાયા જ કરે છે. પરંતુ જે સાધક છે, તે પણ જો તેમ થયા કરતો હોય, તો તેને 'સાધક' કેમ કરીને ગણી શકાય? તેવું જેનું થયા કરતું હોય તેણે સાધનાનું નામ મૂકી દેવું.

## સાધનામય વર્તન

આપણો મત, અભિપ્રાય, સાચાપણું કોઇને પણ આગ્રહથી ઠસાવવાને મથવું તેમાં પૂરી હિંસા રહેલી છે. આપણી સાથે જે હોય એના જીવનના સંસ્કારને ઉચ્ચપણામાં પ્રકટાવવા પરત્વે આપણું લક્ષ રહે તે યોગ્ય પણ હોય; ને બીજાના વર્તન પરત્વે આપણી દૃષ્ટિ પડે અને તેવું વર્તન જીવનને ઉચ્ચપણામાં પ્રકટાવવા માટેનું યોગ્ય પ્રકારનું ન હોય ત્યારે તેવા જીવને તેના જીવનના રચનાત્મક વલણ પરત્વે એને પ્રેરાવવાની આપણામાં 'ધગશ' પ્રગટે, તેના કરતાં વિશેષ ઉત્સાહ ને ધગશ આપણા પોતામાં યોગ્ય પણે જીવવાને માટે પ્રગટેલી હોવી ઘટે છે. આપણી સાથે જે હોય તેને એએ એએ કદી પણ ઊંચે લઈ જઈ શકવાના નથી તે નક્કી જાણશો. સાધનાની ભાવનામાં તેવા પ્રકારનું જીવન જીવતાં જીવતાં જેમનો જેમનો સંસર્ગ પ્રભુકૃપાથી થાય તેમની શકયતાઓને કંઇક ઊંચે લઇ જવાનુ સહજપણે બને એવી રીતે આપણાથી વર્તાય તો જ સાધનાની ભાવનાવાળા જીવનનું સાર્થક થતું ગણાય ને તો જ સાધનાનો કંઈક અર્થ ગણી શકાય.

## જોબન એ તાજું ફુલ છે

શ્રીભગવાનને ચરણકમળે તાજાં જ ફૂલો ચઢાવવાનાં હોય છે. તેવી રીતે જુવાનીમાં પ્રભુમય જીવન કરવાનું જેણે સ્વીકાર્યું છે તે જ વધુ યોગ્ય છે. જોબન એ તાજું ફૂલ છે. ઘડપણમાં મોટા ભાગે કોઈ ગોવિંદ ગાઈ શકવાનું નથી. જીવનની સાધના એટલી સહેલી નથી. સાધનામાં જોઈતાં

સાહસ, હિંમત, અડગ પુરુષાર્થનું બળ, ઉત્સાહ, ખંત, ધીરજ વગેરે વગેરે ગુણો જુવાનીમાં જ ખીલેલા રહે છે. તે વેળાએ જીવનની સાધનામાં જો ખૂંપી જઈ શકવાનું બને તો એવા એના ગુણોનો ઉત્તરોત્તર વિકાસ થતો રહેવાનો છે. એવા ગુણો એની એક કક્ષાએ પહોંચીને પરિપક્વપણે થઈ દિવ્યતાના અંશ રૂપે પરિવર્તનને પામી શકવાના છે. ત્યારે તે ગુણ, ગુણ નથી રહેતા પણ શક્તિ રૂપે પ્રકટેલા હોય છે. ત્યારે એવા માનવીને ઘડપણ હોવા છતાં ઘડપણ નહિ હોય. જીવનની સાધના એ હાંસીખેલ નથી. એ તો મર્દાનગીના ખેલ છે. એના મહત્ત્વનો, ગંભીરતાનો ખ્યાલ હજુ આપણને પૂરેપૂરો પ્રકટ્યો નથી. સર્વ પ્રકારે, સર્વ ભાવે જીવનને ન્યોછાવર કરી કરીને વારી વારી જઈને ત્યાગ, બલિદાન ને સમર્પણ કરવાની ઉત્કટ ભાવના પળેપળ જીવતી જાગતી રાખ્યા કરીને આપણે હોમાયા જવાનું છે, તે જાણશોજી.



હરિઃ ૐ

હાલની પોળ, અમદાવાદ. તા. ૨૦-૧૨-૪૩

## અમારી પ્રેમ-કથની તે

( ગઝલ )

ગરીબી તે અમીરાઇ અમોને પ્રાણપ્યારી છે,
અમારી તે બધી મિલકત, અમારીયે ન તે રહી છે.
ગરીબીનું મઝા-અમૃત સહેવાયું ન એનાથી,
બધું લૂંટી લીધું તેણે કર્યો ખાલી જ ધરમૂળથી.
ન દે રહેવા દયાયે તે દશા જુદી જુદી શી ત્યાં !
ભરાવે દમ પરે દમ શા ! થયા શા હાલ ન્યારા જ્યાં !
રહ્યું પ્રત્યક્ષ સહુ પેખો, અપ્રત્યક્ષે શમે પાછું,
અકળ એવી દશા કોઈ અરે ! જાણે, અજાણ્યું શું ?
બધું ભરપૂર આવે છે, બધું ભરપૂર લાગે છે,
બધું ભરપૂર ભરપૂરે થૈ પાછું લીન થાયે છે !
નજરમાં તે રહે પાછું, નજરમાં તે શમાયે ના,
નજરથી શું શમાઈને નજરમાંયે નજર રે' જ્યાં !
ભરીને પેટભર ખાધું છતાં ખાલી રહે કેવું !
પચીને જે ચરાચરમાં ફરીથી શું બધું વ્યાપ્યું !
થઈ જે ભાવથી વ્યક્ત છતાં ભાવે રહેલું તે,
અભાવે ભાવ શો લાગે ! અને ભાવે અભાવેયે.
ઊગે ભાવે અભાવેય દશા શી રીતથી એવી
–શકું શું વર્ણવી ? જેમાં શમાયું સૌ શમાવાથી.
અમોને પૂછશો ના કો, અમારી શી દશા છે તે;
'દશા છે ને નથી કોઈ' અમારી પ્રેમ-કથની તે.

# સૂચિ

અવતરણ—જુઓ ધર્ષણ
અનુભવો જેને તેને ન કહેવા ૩૨૧
અનુભવ ૩૮૨
અન્યથા ભાવને ખ ખેરી નાખો ૨૭૯
અભય બનો ૧૧૦, ૧૧૮, ૨૧૯
અભિપ્રાય ન દેવો ૨૩૬
અભ્યાસની આવશ્યકતા ૨૯
અરવિન્દ, શ્રી,—ના પત્રો ને સાહિત્ય ૧૭૭, ૧૯૬
—ના દર્શન ૧૯૬, ૨૬૬, ૨૬૭, ૩૧૦
—ના દર્શન નોકને ૩૩૪
—ના દર્શન અગેની પૂર્વતૈયારી ૩૨૫, ૩૨૮ થી ૩૩૧, ૩૩૫
—આશ્રમને અંજલિ ૩૨૭
અલિપ્તતા ને એકાગ્ર દષ્ટિ ૧૮, ૧૯, ૨૭૫
અહંભાવનો ત્યાગ ને લય ૪૩, ૨૨૨
અંતર્મુખતાની આવશ્યકતા ૬૯
અંબુભાઇ, પુરાણીને અંજલિ ૩૨૬, ૩૨૭
આઘાત-પ્રત્યાઘાત ૫, ૨૪૬
આત્મનિવેદનની શક્તિ ૧૫૦
આત્મસંતોષ ૧૮૪
આનંદ, ઊંચી કક્ષાનો ૧૭૯
આનંદાશ્રમ, (કનહનગઢ) ૩૩૬
આખ્યા કરવાની જરૂર ૧૧
આપવાનું કરો, તે દિલથી કરો ૧૨૯
આવેશ, આવેશનું એકાંતિકપણું ૧૬૪
આસક્તિ (સૂક્ષ્મ)ને પણ ત્યજો ૧૧૨
ઇચ્છાશક્તિનો ઉપયોગ ૫
ઇંદુલાલ યાજ્ઞિક ૩૨૭
ઉદાસીનતા, સાચા પ્રેમની ૩૨
ઉપભોગને પ્રેમમાં સ્થાન ક્યારે? ૮૮
ઉપભોગ નહિ, ઉપયોગ ૧૦૭
ઊર્મિનો ઉપયોગ ૬૪, ૧૨૬
ઉલ્લાસપૂર્વક કર્મ, જે કરો તે ૮૭
ઊંઘ ૨૩૭ થી ૨૪૦
ઊંઘ અને ભાવ ૧૪૧
કદગ્રવૃત્તિ કેળવો ૪૮
કર્મ, યોગયોગ્ય ૨૭, ૬૦, ૧૧૪
કસોટીની અનિવાર્યતા ને ઉપયોગિતા ૧૬૨, ૨૫૮
કસ્તુરબાનું દષ્ટાંત ૮૬
કળાકારો, ચૈતન્યશક્તિની પૂર્વભૂમિકા રૂપે ૩૨૪
કાર્યો ૨૯, ૩૮ થી ૪૧, ૪૫, ૮૬, ૯૦ થી ૯૫, ૧૨૭, ૧૪૩, ૧૪૪, ૧૪૮, ૧૬૭, ૧૯૮ થી ૨૦૨, ૨૦૪, ૨૦૮, ૨૩૪, ૨૮૪, ૩૦૨, ૩૦૩, ૩૦૫ થી ૩૦૮. ૩૧૧ થી ૩૧૮, ૩૬૧.
ખુલ્લા થાઓ ૬૫, ૨૨૩, ૨૮૮, ૨૯૨, ૩૩૬, ૩૩૭
ખોરાક અને સાધના ૨૬, ૨૬૨
ગરજ, સાચી જાગતી ધરો ૨૧૫, ૨૧૮

ગાંધીજી ૧૪૧, ૧૪૮, ૧૫૭, ૧૯૫, ૨૧૯,૩૦૪,૩૪૭, ૩૪૯, ૩૫૪
ગાંધીજીની પ્રભુને ધા ૩૪૯, ૩૫૦
ગાંધીજીને અંજલિ ૩૦૮, ૩૧૪ થી ૩૧૬, ૩૪૬, ૩૫૮
ગીતાના શ્લોકો, સમજૂતિ ૧૧૫,૧૭૬
ગુરુદક્ષિણા, સાચી ૧૭૧, ૧૯૪
ગુરુવચનનું પાલન ૧૬૩, ૨૩૫
ગુરુનુ સાધકથી દીપવાપણુ ૧૯, ૪૮, ૬૧, ૬૯
—સાપેક્ષ વર્તન ૪૮. ૫૦
—વૈદ્યકાર્ય ૧૩૩, ૨૪૮, ૩૫૭, ૩૫૮
—નો પ્રેમ ૧૩૦, ૧૩૧
—નો અર્થ ૨૮૪
—ચેતનાના સ્વીકારનો આધાર ૨૭૪
—ભાવનાનો હેતુ ૩૨૫
—શિષ્યનો સંબંધ ક્યા સુધી ૩૨૭
ગૃહવ્યવસ્થા, જીવનવિકાસાર્થે ૧૧૫
ઘર્ષણમાંથી નીપજતા લાભો ૭૬, ૭૯, ૧૪૧, ૧૪૨, ૧૪૬, ૧૮૨
ચમત્કારો, સિદ્ધિઓની લાલચો ૩૩
ચિંતા (નિષ્ક્રિય)ની વ્યર્થતા ૨૯૨
ચેતન, અચેતનનાં યુદ્ધ ૩૩૦
છોકરાં પત્ત્વે માબાપનો ધર્મ ૧૦૩
જગત, પ્રભુનુ વ્યકત સ્વરૂપ ૨૮
જપ્રતિ એ જ યોગ ૩૪૧
જાતમહેનતનો આનંદ ૧૮
જીજ્ઞાસાની જરૂર ૨૬
જીવણલાલ મોતીચંદ ૯૨, ૯૩, ૯૬
જીવનવિકાસનાં લક્ષણો ૨૫૦
જીવનની હાકલ ૨૯૦
જીવન નિરર્થક નથી ૨૯
જુવાનીનો સદુપયોગ ૨૯
જુવાની, સાધના સારુ સર્વશ્રેષ્ઠ કાળ ૮૯, ૩૫૯, ૩૬૦
જેલકેદીને ગર્ભિત કાવ્ય ૩૯, ૪૦
જ્ઞાનની શુષ્ક વાતો છોડો ૩૨૪
ઝંખનાનો અનુભવ ૭૦
ઝપલાવો, વિના ગણતરીએ ૨૨૦
ટાગોર, કવિવર ૬૫, ૭૩, ૩૪૭
—નાં ગીતોનો અનુવાદ ૧૩૫, ૨૦૦, ૨૦૮, ૨૦૯, ૨૩૫
ઠક્કરબાપા ૩૫ થી ૩૭, ૧૨૪, ૧૪૫, ૧૬૬, ૧૯૮, ૨૪૫ ૨૫૯, ૨૬૨, ૨૭૮
તટસ્થતાની આવશ્યકતા ૧૨૫
તમન્નાની જરૂર ૨૯,૧૩૮,૧૪૯,૨૧૪
તાલાવેલીનુ ફળ ૨૭૬
તીર્થ, ઉત્તમ કયુ ? ૨૭૭, ૨૭૮
તીર્થયાત્રાનો હેતુને ત્યાં રાખવાનો ભાવ ૩૧૦, ૩૧૩, ૩૨૦. ૩૨૭, ૩૨૮
ત્રાટક વિષે ૮,૬૦,૧૩૬. ૧૩૭, ૨૦૨, ૨૬૧. ૩૨૧
ત્યાગ, સાચા—નાં લક્ષણો ૮૮
ત્યાગ, આંતરિક—નુ મહત્ત્વ ૧૦૭, ૧૦૮, ૧૪૨
—સ્થૂલ—નુ ગૌણપણુ ૧૪૨
દાનનો હેતુ ૨૭૫, ૨૭૬
દુઃખની સાચી સમજ ૧૩૨, ૧૯૪
—મૂઢતાભર્યું ૧૬૨

